૩૧૮૯

શેઠ સોરાબજી જમસેદજી જીજીભાઇના

ઇનામનો નિબંધ.

# गूजरातना भीखारीओ.

રચનાર

વિઠ્ઠલદાસ ધનજીભાઈ.

અમદાવાદ ફીમેલ ટ્રેનિંગ સ્કુલના હેડમાસ્તર.

છપાવી પ્રગટ કરનાર

ગૂજરાત વર્નાક્યુલર સોસાઇટી.

આવૃત્તિ બીજી.—નકલ ૫૦૦

અમદાવાદ

आर्योदय प्रेस.

संवत् १९४३.—सन १८८७.

કીમત ચાર આના.

# અનુક્રમણિકા.

विषयनुं नाम. पानुं.

| વિષયનું નામ. | પાનું. |
| --- | --- |

# गूजरातना भीखारीओ.

## उपोद्घात.

૧. આ દુનિઆનું બંધારણ આપણે તપાસીએ તો સ્પષ્ટ માલમ પડેછે કે આ જગતમાં બધાં માણુસો એકજ સ્થિતિમાં હોઇ શકે નહીં. જો બધાજ પૈસાદાર કે બધાએ ગરીબ હોય તો આ દુનિઆ નભી શકેજ નહીં. આપણો જગત્કર્ત્તા એકવાર જો બધાંને કદાપિ પૈસાદારની સરખી સ્થિતિમાં લાવી મૂકે તોપણ બીજા દિવસથી તેમની સ્થિ-તિમાં ફેર પડતો જવાનો. બધાં માણુસોને પોતાની મહે-નતનું ફળ મળેછે ને તે ઉપર તેમનું ગુજરાન ચાલેછે. પણ એ ફળ કોઈને વધારે અને કોઇને થોડું મળેછે. તે-થી કોઈ વધારે પૈસાદાર થાયછે ને કોઈ થોડા પૈસા-વાળો થાયછે. એજ પ્રમાણે કેટલાક તો ઘણાજ પૈસાદાર હોયછે તેમ કેટલાક ઘણાજ ગરીબ હોયછે. અને આગળ જતાં આખરે એ ગરીબ તે ભીખારી બનેછે. એ પ્રમાણે દરેક દેશમાં થાયછે, પણ કેટલાક દેશમાં ઘણા ભીખારી હોયછે અને કેટલાકમાં થોડા ભીખારી હોયછે, અને તે ઉપર દેશની સારી કે નઠારી સ્થિતિનો આધાર રહેછે. જે દેશમાં ગરીબ ને ભીખારી લોકો ઘણા હોયછે તે દેશ

કંગાલ હોયછે; ને જે દેશમાં ભીખારીઓ ઘણા હોતા નથી, ને જ્યાં લોકોની મેહેનતનું ફળ ઘણું મળી પૈસાદાર લોકો ઘણા હોય છે, તે દેશ સારો ને આબાદ હોયછે, ને ત્યાંના લોકો વધારે સુખી હોયછે. એવા દેશમાં વેપાર રોજગાર વધારે ચાલે છે, ને લોકોને સુખનાં અનેક પ્રકારનાં સાધન હોયછે.

૨. ઉપર પ્રમાણે સારો ને આબાદ દેશ તેજ કે જ્યાંના લોકો પૈસે ટકે સુખી હોય; વેપાર રોજગાર સારો ધમધોકાર ચાલતો હોય; સારાં, મોટાં ને શોભાયમાન શેહેરો હોય અને ભીખ માગનારા લોકો થોડા હોય. જેમ જે દેશમાં ભીખારી થોડા ને વેપાર રોજગાર કરનારા વધારે તેમ તે દેશ સુખી વધારે. આપણો દેશ એટલે હિંદુસ્તાન પ્રાચીનકાળમાં વધારે આબાદ અને વધારે સુખી હતો, તે વખતે આજના જેટલા ઠેકાણે ઠેકાણે ભટકી ભીખ માગીખાનારા નહોતા; કોઇ કાંઈ તો કોઇ કાંઇ પણ ધંધો કે મજુરી કરી પેટ ભરનારા લોકો તે વખતે હતા. બ્રાહ્મણો જેઓનો આધાર બીજાની મેહેનત કે કમાઈ ઉપર હતો તેઓ પણ આજના જેવા નહોતા. તેઓ વિદ્યાભ્યાસ કરતા ને કરાવતા, વિદ્યા સંબંધી શોધો કરતા, ને નવાં ઉપયોગી પુસ્તકો બનાવતા; રાજાઓને ઇનસાફ કરવામાં વાજબી સલાહ આપી મદદ કરતા. તેઓ ભીખ માગી ભટકીને ગુજરાન ચલાવતા નહોતા. ભીખ માગવી એ અ-

મારા બાપદાદાનો ધર્મજ છે એવું કહેતા નહોતા. વિદ્યાનો અભ્યાસ ને શોધો કરવી એ તેઓનું કામ હતું. એટલે ખ-રેખરૂં જોઇએ તો તેઓ પણ ઉદ્યમીજ* હતા. આજના વખતમાં ઈંગ્લાંડ, જર્મની, પ્રુશીઆ, ફ્રાન્સ, ચીન વગેરે દેશો આબાદ, પૈસે ટકે પૂરા ને સુખી છે તેનું કારણ એ-જ કે તે દેશોમાં ભીખ માગી, બીજાની મેહેનત ઉપર આધાર રાખી ગુજરાન ચલાવનારા થોડા છે. તેઓ મે-હેનતુ ને ચંચળ છે; પોતાની કમર કસી પરસેવો ઉતારી આપ કમાઇનું ખાઈ પેટ ભરવું એ તેઓનો સ્વભાવિક ગુણ ને પક્કો ઠરાવ છે, અને તેથીજ તેઓ પૈસાદાર, સુ-ખી ને મજબુત છે.

---

* મનુસ્મૃતિમાં બ્રાહ્મણોનો ધર્મ નીચે પ્રમાણે બતાવ્યાછે.

હરેક બ્રાહ્મણે પોતાના આવરદાનો પેહેલો ચતુર્થાંશ અભ્યાસમાં કહાડવો.

બીજા ચતુર્થાંશમાં પોતાની સ્ત્રી અને કુટુંબ સાથે રહેવું. ને તે વખતમાં બીજાને શીખવવું. નીચ જાતના તથા દુષ્ટ તથા અયોગ્ય લોકો પાસેથી દાન લેવું નહીં. એવું ઘણીજ સખ્તીથી પાળવું. દાન કરનાર યોગ્ય હોય તોપણ તેની પાસેથી ઘણું લેવું નહીં, અને કારણ વગર દાન લેવાની ટેવ રાખવી નહીં. જો રોજના ગુજરાનનો રસ્તો બંધ થયો હોય તો પ્રાણ બચાવવાને અર્થે ખેતરોમાંથી દાણા વીણવા, ખેતી કરવી અથવા વેપાર કરવો, અથવા બીજો ઉપાય ન હોય તો ભીખ માગવી. બ્રાહ્મણે વગર કારણે મનરંજન કરવાને વાતો કરવા બેસવું નહીં. ગાવું ને વજાડવું, નાચવું ને જુગટે રમવું એવાં કામ તજવાં, બ-

ભીખ માગી ખાનારા લોકો દુખી ને દરીદ્રી હોયછે, એટલુંજ નહીં, પણ તેઓ નબળા ને હીચકારા હોયછે. શરીરને કસ્યા વિના ભીખ માગી ખાધાથી તેમનું બદન કસરત વિના નબળું હોયછે, ને હિંમત બિલકુલ હોતી નથી. એવા નબળા ને હીચકારા ભીખારી લોકો જે દેશ-માં ઘણા હોય તે દેશ જોરાવર અને પૈસે ટકે સુખી ક્યાં-થી હોય? જે લોકો મેહેનત કરેછે તે લોકનું બદન કસા-ઇને મજબુત થાય છે, મગજને મેહેનત પહોચ્યાથી તે ક-ટાઇ જતું નથી પણ ઉલટું મજબુત થાય છે અને તેથી હિંમત આવે છે. બદનને મગજ મજબુત હોવા વિના કો-ઈ હિંમતવાન હોય એવું ભાગ્યેજ બલકે બિલકુલ ન બને, અને હોય તોપણ પરાક્રમો કરવામાં તેમની હિંમત કાંઇ કામ આવતી નથી. આપણા દેશમાં પ્રાચીન કાળમાં હિંમ-તવાન ને પ્રરાક્રમી ક્ષત્રીઓ હતા તે તેમના બદનને કસવાથી.

---

ધા વિષયસુખ ઉપરની પ્રીતિ મૂકી દેવી, ને વેદના અ-ભ્યાસને દોલત આડી આવેછે માટે તેથી છેટે રહેવું.

બ્રાહ્મણે પોતાની ઉમરનો ત્રીજો ભાગ વિરક્તના જે-વો જંગલમાં કહાડવો. ને ચોથા ભાગમાં ત્રીજા ભાગ પ્ર-માણેજ ઘણુંકરીને એકલું તથા વિચારમાં રહેવું.

આ પ્રમાણે મનુએ બ્રાહ્મણની ઉમરના ભાગ પાડી કામ કરવાનાં ફરમાવેલાં છે તે પ્રમાણે આજના બ્રાહ્મણો કેટલા ચાલેછે? કોઈ નહીં. ને તે ઉપરથીજ બ્રાહ્મણો વિશે મારૂં કહેવું કેટલું ખરૂં છે તે સમજાશે.

રજપૂતો જેઓ અસલ ખેતી કરતા તેઓ પણ લડાઇમાં ઘણીવાર સામેલ થએલા છે; કેમકે તેમનાં બદન ખેતીથી કસાયલાં રહેતાં. આજના ખેડુતો ને મજુરો પણ શરીરે નિરોગી ને મજબુત હોય છે, તે તેમના બદનને આપેલી કસરતથી. જેમનાં શરીર કસાતાં નહોતાં એવા અસલના બ્રાહ્મણોએ પરાક્રમ ભાગ્યેજ કરેલાં છે. આજના અંગ્રેજો ને જર્મનો જોરાવર, મજબુત, હિંમતવાન, ને પરાક્રમી છે તેનું કારણ પણ તેજ છે. કવાયતથી તેમનાં શરીર કસાયછે. જે ફ્રેન્ચો જોરાવર ગણાતા હતા તે ફ્રેન્ચો મોજશોખમાં પડી કવાયતમાં ઉતરતા થયાથી સન ૧૮૭૦ માં જર્મનો સામી મોટી હાર ખાઇ ગયા. તેમની પેઠે આપણા દેશના ક્ષત્રીઓને રજપૂતો અફીણ ને કેફમાં ગરક થયાથી કસરત છોડી બેઠા, ને તેથીજ નબળા ને બાયલા બની ગયા; જેતું ફળ એ થયું કે તેઓ પોતાનું રાજ્ય ખોઈ બેઠા, ને જેમનું છે તેઓ પારકાને જોરે—આશરે છે. આ ઉપરથી શું એવું સાબીત થતું નથી કે જે દેશમાં વગર કસરતવાળા આળસુ લોકો વસે છે તે દેશ ગરીબ ને પરતંત્ર રહે છે? ભીખારી લોકોને કસરત થતી નથી તેથી તેઓ નબળા ને બાયલા હોય છે. માટે જે દેશમાં ભીખારી ને બીજાની કમાઇ ઉપર આધાર રાખનારા ઘણા તે દેશ ગરીબ ને તાબેદાર હોય.

ભીખારી લોકો મેહેનત કરતા નથી તેથી તેટલા મા-

ણુસોની મેહેનતનું ફળ દેશમાં થોડું થાય છે એટલુંજ નહીં, પણ એ ભીખારીઓ બીજાની મહામેહેનતે કરેલી કમાઇ-માંથી ભાગ પાડે છે તેથી દેશના મેહેનતુ માણુસોની મે-હેનતના ફળમાંથી તેટલો ભાગ થોડો થાયછે. તેઓ દેશને માથે એકનકામો બોજો થઈ પડેછે, તેથી આપણને એમ-જ લાગેછે કે તેટલા માણુસોની વસ્તી દેશમાં ઓછી હોય તો ઘણું સારૂં.

૩. ઉપર કહ્યું કે જે દેશમાં ભીખારી ઘણા તે દેશ ગરીબ ને કંગાલ હોયછે. તો તે ઉપરથી આપણને તરતજ સવાલ ઊઠે છે કે એવા કંગાલ સ્થિતિમાં દેશને લાવનાર ભીખારી તે કયા? એવા ભીખારી કોને કહેવા? આપણા દે-શના સાધારણ રેહેવાશી, ભીખ માગી ખાનારા વાઘરી, ભ-ર્થરી, રાવળિયા વગેરે લોકોને ભીખારી કહેશે; પણ ખરેખરૂં જોઈએ તો તે લોકો એકલાજ ભીખારી છે એમ નથી. ભી-ખારીની ટૂંકી વ્યાખ્યા તેજ કે "જેઓ પરમેશ્વરે મેહેનત કરવાને પોતાને આપેલા અવયવને કસ્યા વિના પારકી ક-માઇ ઉપર ગુજરાન ચલાવેછે તે," પછી તેઓ બ્રાહ્મણ હોય કે ઢેડ હોય. લોકોને આડું અવળું સમજાવી ધુતી ખાનારા પણ ભીખારી કહેવાય, ને સંસાર ત્યાગ કરી ગામમાં ભ-ટકીને કે સદાવ્રતમાંથી લેઈને ખાનારા પણ ભીખારી કહે-વાય. આપણા દેશમાં એટલે ગૂજરાતમાં નીચે બતાવેલી જાતના ભીખારીઓ છે.

૧ લી. હિંદુભીખારીઓ. ૨ જી. મુસલમાન ભીખારીઓ. ૩ જી. સીખ વગેરે પરચૂરણ ભીખારીઓ.

ઉપર બતાવેલી ત્રણ જાતોના પેટા વિભાગ ઘણા છે, તે વિશે તે તે જાતના વર્ણનમાં વિસ્તારથી કહેવાનો હું ઇરાદો રાખું છું.

---

## પ્રકરણ ૧ લું.

## હિંદુ ભીખારીઓ.

ગૂજરાતમાં જે જે જાતના હિંદુ ભીખારીઓ જોવામાં આવેછે, તેમને હું નીચે પ્રમાણે છ ભાગમાં વહેંચુંછું.

૧. બ્રાહ્મણો, ૨. ત્યાગીઓ, ૩. રાવળિયા ને ભર્થરી જેવા, ૪. મદારી ને નટ જેવા, ૫. ભાટ, ચારણ, ગઢવી, વહિવંચા, ૬. કમાળીઆ, ફાતડા, વગેરે. એ છએ જાતનું વિગતવાર વર્ણન હું અનુક્રમે કરીશ.

### १. ब्राह्मणो.

ગૂજરાતના હિંદુઓમાં બ્રાહ્મણોની વસ્તી ઝાઝી છે, અને તેઓમાંનો થોડોજ ભાગ હાથ પગ કસી કમાઇને ખાનારો છે. ઘણો ભાગ તો પારકી કમાઇ ઉપર આધાર રાખનારો છે. આપણાં શાસ્ત્ર કરનારા અને અસલના વિદ્વાનો તે બ્રાહ્મણ. પણ અસલની તે વિદ્યા ને વિદ્વત્તા હા-

લના બ્રાહ્મણો ખોઈ બેઠા છે. શાસ્ત્રકાર બ્રાહ્મણોએ સઘળા ઉપર પોતાનું ઉપરીપણું રાખ્યું. બીજા લોકોને વિદ્યાથી અજાણ્યા રાખ્યા એટલે તે વખતમાં જેમ બ્રાહ્મણો કહે તેમ બીજા લોકો કબૂલ કરતા, અને તેજ રિવાજ એટલો દૃઢ થઈ ગયોછે કે આજ પર્યંત વગર અડચણે ચાલેછે. તરેહ તરેહનાં વાર તેહેવારે દાન કરવામાં ને પૈસા આપવામાં બ્રાહ્મણોજ બ્રાહ્મણો. જે આપવું તે બ્રાહ્મણોને. બ્રાહ્મણોજ તેમને સ્વર્ગે પહોંચાડનારા ઠરાવ્યા હતા. શ્રાદ્ધ સરાવે બ્રાહ્મણો, પરણાવે બ્રાહ્મણો, દરેક પુન્ય કરવાને ઠેકાણે બ્રાહ્મણો, તિર્થમાં બ્રાહ્મણો, ધર્મોપદેશ કરનાર બ્રાહ્મણો, અને શાસ્ત્ર ભણે તે પણ બ્રાહ્મણો. વૈશ્ય, શૂદ્રને તો કાને પણ વેદનો શબ્દ પડવો ન જોઇએ; કેમકે અંદરની વાત જાણે તો ગાંઠે કોણ? સારાંશ કે મતલબીઆ—આપસ્વાર્થી—બ્રાહ્મણોએ પોતાના સ્વાર્થની ખાતર બીજાઓને અજ્ઞાન રાખ્યા એટલુંજ નહીં, પણ પોતાના વંશજ વગર મેહેનતે પેટ ભરે એવો રસ્તો કહાડયો; અને તે એવો નિર્ભય કર્યો કે આજ સૂધી વગર હરકતે ચાલ્યો જાયછે. પણ ખરેખરૂં કહીએ તો તેજ રસ્તે આજના બ્રાહ્મણોને ભીખારીઓ બનાવ્યા, તેજ રસ્તે તેમને આળસુ ને સુસ્ત કર્યા, તેજ રસ્તે તેમની વિદ્યા ને વિદ્વત્તા ખોવડાવી, તેજ રસ્તે તેમને પરાધારી કર્યા, અને હજુ નહીં ચેતે તો તેજ રસ્તો તેમને આગળ જતાં પસ્તાવશે.

૭. ધર્મબોધ કે ધર્મક્રિયાને નામે ધુતીને; ધન, મંકર, કુંભ કરી ભોળા લોકોને વેહેમમાં નાંખી ભોળવીને; યાત્રાને ઠેકાણે ગોર થઈને; કે ટેહેલ નાંખી ભીખ માગીને પણ વગર મેહેનતે પારકી કમાઇ ઉપર પોતાનું ગુજરાન ચલાવનારને હું ભીખારી કહુછું. બ્રાહ્મણોનો ઘણો ભાગ ભીખ માગવા ઈચ્છેછે ને તેમાં શરમાતા નથી; તોપણ કેટલીક જાતના બ્રાહ્મણો એવા છે કે જેઓ ગમે તે આપે કે ગમે તેમ કરે પણ ભીખને નામે લેતા નથી. તેવા બ્રાહ્મણોને હું ધન્ય કહું છું. એવા ભીખ નહીં માગનારા લોકો મજુરી કરીને કે ગમે તેવો હલકો ધંધો કરીને પેટ ભરે તોપણ હું તેમને હલકા ગણતો નથી. ભીખ માગનારા નીચમાં નીચ છે. ગુજરાતના ખેડાવાળ બ્રાહ્મણો કોઇ ઠેકાણે ગમે તે પ્રસંગે ભીખવાના નહીં. તેઓ ખેતી કરવામાં કે ખેપ કરવામાં શરમાતા નથી પણ ભીખ માગવામાં ઘણું નીચું ગણે છે. તેઓ મેહેનત કરી કંજુસાઇથી ગુજરાન ચલાવે છે. હિંદુસ્તાનના ગમે તે ભાગમાં મદ્રાસ, કાશી, હેદરાબાદ, વગેરે ઠેકાણે કમાવા સારૂ તેઓ જાયછે. ખેતી કરવામાં કે બીજી મેહેનત કરવામાં શરમાવું ને ભીખ માગવામાં નહીં, એવી હાડકાંની હરામ જાત તો બ્રાહ્મણોનીજ છે. ગૃહસ્થ નાગરો—વડનગરા ગૃહસ્થ નાગરો–કાંઈ ખેડાવાળથી ઉતરે એવા નથી. તેઓ મુત્સદી છે અને એ આખી જાત ઘણુંકરીને નોકરી કરી

ગુજરાન ચલાવનારી છે. કેટલીક જાતના બ્રાહ્મણો અમુક જાતનાં ગોર હોયછે, તે તેમના જજમાન પાસેજ માત્ર ભીખ માગે છે. ખડાયતા ગોર ખડાયતા વાણીઆ પાસેથી-જ ફક્ત ભીખ લેવાના. એટલે અમુક જાતના બ્રાહ્મણો અમુક જાતમાંથી ભીખ લે છે, બીજો ગમે તે માણસ આપે તોપણ તેઓ લેતા નથી; તેમાં તેઓ શરમ ગણે છે. પણ તેથી તેઓ ભીખારી મટી જતા નથી. જ્યારે બ્રાહ્મણોને કહીએ છીએ કે તમને પરમેશ્વરે હાથ પગ વગેરે અવયવો કામ કરવાને માટે આપ્યા છે તોપણ તે અવયવોને કસીને જાતકમાઈનું કેમ ખાતા નથી ને ભીખ માગોછો ? તો તેઓ કહે છે કે જુઓને અમે પણ મેહેનત કરીએ છીએ કે નહીં ? આ ગામથી પેલે ગામ અને અહિંથી તહિં રખડવું એ મેહેનત છે કે નહીં ! મેહેનત કર્યા વિના અમને ઘેર બેઠાં કોણ આપી જાય છે? તેવાઓને કહીએ કે તમને કોઇ ઘેર બેઠાં આપી જાય તો તો શું તેઓ મઝા કરે !! બેઠા બેઠા ખાય પણ એ બ્રાહ્મણોની મેહેનત—રખડવાની મેહેનત નકામી છે, એ મેહેનતનું કાંઇ ફળ થતું નથી. કોઈ માણસ એક નકામો ખાડો ખોદી માટીનો એક મોટો ઢગલો કરે ને આખો દહાડો તેમાં મેહેનત કર્યાજ કરે, પણ તે શા કામની? એવી મેહેનતનું ફળ શું ? પણ જો એજ મેહેનત એક કુવો ખોદવામાં વાપરે તો ફાયદો થાય, તેને તેની મેહેનતનું ફળ મળે. તેમજ બ્રાહ્મણો

ભીખવા સારૂ રખડપીઠની મેહેનત કરે તે કરતાં કોઇ ઉપયોગી મેહેનત કરે તો તેથી તેમને ફાયદો થાય. પણ તેમ કરવામાં તેઓ શરમાય! કોઇ ભીખારી બ્રાહ્મણ આપણે આંગણે માગવા આવ્યો ને આપણે તેને કહીએ કે ભાઈ બજારમાંથી બેમણ ઘઊં લાવવા છે તે લગાર લાવવા લાગશો તો બે ચાર પૈસા આપીશ; તે વખતે તરત તે આપણા ઉપર મોં ચડાવી ચાલ્યો જશે, ને વખતે ચઢાઉ હશે તો ગાળો દેવા મંડી જશે; અને જ્યાં જશે ત્યાં આપણી નિંદા કરશે. આ ઉપરથીજ સાબીત થાય છે કે તેઓ ઘેરે ઘેર ભીખ માગે છે તે મેહેનત કરતા નથી; તેમના મનમાં તે મેહેનત નથી, નહીંતો બોજો ઊચકી લાવવામાં તેઓ શરમાય શાને?

આ. આપણે ડાકોર, ચાંણોદ, પ્રભાસ પાટણ એવે તિર્થને ઠેકાણે ગયા કે આપણી પાછળ બ્રાહ્મણોનાં ટોળે ટોળાં વિંટળાઇ વળશે. તે આપણું નામ ઠામ પૂછશે. આપણા વડૌવામાંથી કોઇ ત્યાં જાત્રાએ આવ્યો હશે તો તે જે બ્રાહ્મણને ઘેર ઉતર્યો હશે તે બ્રાહ્મણનો હક આપણા ઉપર ચાલશે. તે આપણને તેને ઘેર તેડી જશે ને ખાવા પીવા, ખાટલો ગોદડાં વગેરે આપી આપણી ચાકરી કરશે; આપણને દુઃખ પડવા દેશે નહીં. આપણે જો પૈસાદાર હોઈશું તો એવા અજાણ્યા ગામમાં આપણને રતીભાર અડચણ પડવા દેશે નહીં. આપણા ચાકરનાં કામ વખતે તે

બજાવશે. આમ કરવાની મતલબ ફક્ત પૈસા કઢાવવા. પૈ-
સાને લીધે તે આપણો ગુલામ થઈ જશે. એક રીતે જો-
ઇએ તો પૈસાદાર યાત્રાળુને તે ઘણું ઉપયોગી થઈ પડેછે.
પણ ગરીબની ચાકરી ત્યાં થતી નથી; કેમકે તેની પાસે-
થી પૈસા મળવાની આશા તેને થોડી હોય છે. મતલબ કે
એ બ્રાહ્મણ—ગોર મેહેનત કરીને પૈસા લેછે તોપણ તે ભી-
ખના વર્ગમાં તો આવેછેજ. એ ગોર યાત્રાળુ પાસેથી જ-
રૂર કરતાં વધારે પૈસા કઢાવે છે ને ખરચ કરાવેછે; ને ઘ-
ણીવાર તે પોતેજ હોઈયાં કરી જાયછે. જો તેઓ માગી-
ને પૈ ન લે અગર આપણે આપીએ તેટલામાંજ સંતોષ રા-
ખે તો તેને ભીખ કહેતાં વિચાર પડે. પણ તેઓતો મોઢે
માગીને લેછે ને ઓછું આપીએ તો ખુલ્લી રીતે વધારેની આ-
શા જણાવેછે. એ વિના ઘણા બ્રાહ્મણો પૈસાની ખાતર યા-
ત્રાળુને સામા તેડવાને જાય છે, અને તેથીજ તેમને
ભીખારીના વર્ગમાં નાંખીએ છીએ. એજ વર્ગના બ્રાહ્મણો
નદી કે તલાવને કાંઠે સાથરા માંડી બેસે છે ને દરેક માણસ
પાસેથી બાપા ભાઇ કરી પૈસા કઢાવે છે; તે સિવાય તેમનાં
છોકરાં પાઇ કે પૈસા સારૂ ગાઉ બબે ગાઉ આપણી પાછ-
ળ ભાઇ બાપા કરતા ભીખવા આવે છે, અને તેથીજ આ-
પણે તેમને ભીખારી કહીએ છીએ.

"ગાંડી ગૂજરાત" એ કહેવત કાંઈ ખોટી નથી. હિં-
દુસ્તાનના બીજા બધા લોકો કરતાં ગૂજરાતીઓ ભોળા

બધારે છે. અલબત બ્રાહ્મણોનો દોર હિંદુસ્તાનના દરેક ભાગ ઉપર ચાલે છે, પણ ગૂજરાતીઓ ઉપર તે દોર સજ્જડ બેશી ગયોછે. ગૂજરાતમાં જેમ જેમ કેળવણીનો ફેલાવો થતો જાયછે, તેમ તેમ તે દોર ઓછો થતો જાયછે ને જશે તોપણ તે પૂરે પૂરો જવાને હજુ દસકાંના દસકાં વરસ જોઇએ. કોઈ માંદુ પડેતો ગાયત્રી જપાવો, કોઇ મરી ગયુંતો તિર્થે જઇ શ્રાદ્ધ સરાવો, કાંકે તેમાં બ્રાહ્મણો-ને કમાઈ છે. આવી જાતના કમાવાના અનેક ઉપાયો બ્રાહ્મ-ણોએ શોધી મૂક્યા છે. આ ઉપાયો ધર્મબોધ અથવા ધર્મક્રિયાને નામે ધુતનારા છે.

૬. ધર્મબોધ અગર ધર્મક્રિયાને નામે ધુતારા બ્રા-હ્મણો વિના બીજા ઘણા બ્રાહ્મણો ઘણી યુક્તિઓ કરીને ધુતીને પોતાનું ગુજરાન ભીખીને ચલાવેછે. કેટલાક પાઘડી-માં મોટું ટીપણું ઘાલી કે હાથમાં લેઈ શેરીએ શેરીએ ભટકે છે; તેઓ ધન, મકર, કુંભ, મીન, મેષ કરેછે ને ભોળી સ્ત્રીઓ તથા ભોળા મરદોને ધુતે છે. તેમને પૂછીને અગર આસપાસના બીજા લોકોથી તપાસ કરીને કે તેમના ચેહેરા ઉપરથી ધારેછે કે તેઓ ભોળા છે કે પોહોંચેલાં છે, સુખી છે કે દુખીછે. તેજ પ્રમાણે સ્ત્રીઓને પણ પારખી કહાડે-છે. પછી તેમાં જે ભોળા લોકો તેમને જણાય તેઓને તે કહેશે કે તમારા ગ્રહ નબળા છે, તમને લોઢાને પાયે પ-નોતી બેઠી છે. એટલું કહેછે એટલામાં તો પોતાનો જોષ

જાણુવાને અધીરો થયેલો પેલો ભોળો પોતાની સઘળી હકિકત માંડીને કહેવા મંડેછે. અત્યાર સૂધી પેલો ઠગારો જોષી—બ્રાહ્મણ કલ્પનાથી કહેતો હતો, પણ હવેથી વધારે ખાત્રીબંધ પૂરાવા આપેછે તેથી પેલો વેહેમી તેને દેવ જેવો જાણેછે. બ્રાહ્મણની જ્યારે ખાત્રી થાય કે હવે તે પૂરે પૂરો ભમાયો, ત્યારે તે તેને કહેછે કે, તમારે આટલા બ્રાહ્મણ જમાડવા, કે દેવને આટલું બળિદાન આપવું ને બ્રાહ્મણને આટલું આપીને જાપ જપાવો. એટલે તમારૂં સારૂં થશે. પેલો વેહેમીદાસ તુરત કબૂલ કરીને કહેછે કે તમે બ્રાહ્મણજ છોની, તમે લોને જાપ જપી મારૂં સારૂં થાય તેમ કરજો. આ પ્રમાણે પેલો ભોળો છેતરાયછે, ને પેલો ઠગ બ્રાહ્મણ હરામનું લેઇ ચાલ્યો જાયછે. એ પણ એક જાતની ઠગાઈ ભરેલી ભીખ છે એમાં શક નથી.

उ. કંકુ, ચુંદડી, નાડાછડી, નાળીએર વગેરે કહાડનારા બ્રાહ્મણ તે એ વર્ગના ત્રીજી જાતના ભીખારી છે. તેઓ પણ શેરીએ શેરીએ ભટકી વેહેમીદાસની શેરી ખોળી કહાડી ત્યાં પોતાનો ઢોંગ ચલાવેછે. તેઓ કંકુ, ચુંદડી, નાળીએર વગેરે ક્યાં રાખી મૂકેછે ને કેવી યુક્તિથી શી-રીતે કહાડેછે, એ બધું કપટ પકડવાને અને જાણવાને વ્યાસ ઇચ્છાશંકરકૃત જાદુકપટપ્રકાશ બહુ સારૂં પુસ્તક છે. વેહેમીઓના ઘરમાં એ પુસ્તકની ઘણીજ જરૂર છે. એવા સઘળાઓએ એ પુસ્તક વાંચવું જોઇએ કે તેમના વેહેમ

જાય, ને એવા ધુતારાના ઢોંગથી ઠગાઇ જાય નહીં. તેઓ નાળીએર ને કંકુ કહાડેછે તે વખત એવી યુક્તિ ને ચપળતા વાપરેછે કે વેહેમી મરદોને ભોળી સ્ત્રીઓ જાણે નહીં. પછી તેને જાદુ કે નજરબંધી માનેછે, અને તેને પૈસા કે દાણા આપેછે. લાલભટ કરીને એક વળાદરો બ્રાહ્મણ આવાં કામો-માં ગૂજરાતમાં વધારે પ્રસિદ્ધિ પામ્યો છે. ગમે તેવા લો-કો તેનાથી અંજાઇ જાયછે. અલબત તેનામાં કાંઇ જાદુ કે નજરબંધી નથી તોપણ ઘણા લોકોથી તે પકડાતો નથી. વેહેમી ને ભોળા લોકો તો તેના જાદુને ઘંતર મંતરથી અવધી માને છે. પણ એ લાલભટ ઘણુંકરીને પોતાના પ્ર-યોગ સુધરેલા, વિદ્વાન કે પોતાનું કપટ પકડે એવા ચાલા-ક માણસો આગળ કવચિતજ કરેછે; કેમકે તે સપડાઇ જાય તો પછી ભોળા લોકોમાં તેનો ચાલેલો ભભકો બંધ પડી જાય.

૯. "ટેલીઆ ભટની ટેલ છે, દાતારને મન સે-હેલ છે. ડગલો ડગલો થાયછે, શીઆળો વહી જાયછે, ડગલે ડગલે રાતી કોર, તે પેહેરાવે શ્રી રણછોડ." આવી જાતનું શિઆળામાં રોજ સવારમાં શેરીએ શેરીએ બબે બ્રાહ્મણો બોલતા ફરેછે તેને ટેલ કહેછે. થોડા દહાડા ફરે-છે એટલે કેટલાક લોકો તેને અંગરખું, ધોતીજાં વગેરે જૂ-નાં લૂગડાં પેહેરવાને સારૂ આપેછે. કોઇ કોઈ પૈસા પણ આપેછે. મહાદેવમાં માટીનાં પૂતળાં બનાવી પારથી પૂજા

ફરેછે તે પણ એજ વર્ગના છે. તેઓ દા'ઢી વધારેછે, માથું મુંડાવતા નથી ને એ રીતે પંચકેશ રાખેછે. જ્યારે કોઈ એક માણસ કે ઉઘરાણું કરી તેને રૂપિઆનો અમુક આંકડો આપી રાજી કરી ઉઠાડે છે, ત્યારે તે પોતાના પંચકેશ ઉ-તારેછે.

ऐ. કેટલાક બ્રાહ્મણો નૃસિંહ મેહેતાનાં કે મીરાંબાઈનાં પ્રભાતીઆં સવારમાં બોલીને ભીખ માગેછે કે ટે'લ નાંખે-છે; કેટલાક દયારામભાઇનાં ભક્તિનાં કે પ્રેમનાં પદ બોલીને મો'લ્લે મો'લ્લે ફરેછે ને ભીખ માગે છે; કેટલાક ઝંઝરી વગાડીને પદ ગાયછે ને ભીખેછે; કેટલાક બ્રાહ્મણો મોટાં શેહેરોમાંથી માણ લેઈ ગામડામાં નીકળી પડેછે; કેટલાક શેહેરમાંજ બેસેછે; કેટલાક માણને બદલે નરઘાં સારંગી લેઇ બેસેછે, ને રાત્રે ગામડામાં કે શેહેરમાં પાંચ સાત પોતાના સોબતી સાથે રાખી માણ વગાડેછે, કે નરઘાં સારંગી વડે ગાયછે; ગાવામાં રામાયણ, મહાભારત, અશ્વમેધ, કે એવીજ જાતની રસિક, હાસ્ય, વીર, શૃંગાર કે કરૂણા રસની કવિતાઓ હોયછે. રાતને વખતે લોકો પણ નવરા હોય તેથી ધર્મને બહા-ને હજારો લોકો સાંભળવા આવેછે. કથા થઇ રહ્યા પછી વ્યા-સને ઉઘરાણું કરીને પૈસા એકઠા કરી આપે છે, કે ગામ-ડામાં દાણા કરી આપેછે. એ વિના ભટજીને રોજ મોદક મળે તેતો જૂદા. એજ પ્રમાણે કેટલાક લોકો પુરાણીની

પાસે ભાગવત પુરાણની કથા પણ કહેવડાવેછે. અથવા કથા કેહેનાર લોકોને સમજાવી કથા કહેવાનું હા કહેવડાવી તે કથા કહેછે. કેટલાક લોકો ચૈત્રમાસમાં ઓખાહરણ કહેવડાવેછે કે કેટલાક બ્રાહ્મણો કમાવાને માટે પોતેજ કહેછે. કથા થઈ રહ્યા પછી સૌ પોત પોતાની શક્તિ પ્રમાણે દાણા કે પૈસા આપેછે; કે પછી લોકો ઉઘરાણું કરીને આપેછે. આવી જાતની ભક્તિનો પ્રેમ લોકોમાં હોય તે કાંઈ ખોટો કહેવાય નહિ, ને તે સાંભળે તેમાં કાંઇ ખોટું નથી. પણ એ ધર્મના કામમાં ધાડ આવેછે ને તેમાં છીનાળાં અને કુકર્મ થાયછે, તેથી સારા માણસને ધિક્કાર છૂટે છે. કથા કહેનાર ભટજી ઘણુંકરીને લંપટ હોયછે તેથી બગાડો થાયછે. ધર્મના કામમાં આવી રીતે ધાડ આવે ને કુકર્મ ચાલે એ ઘણુંજ ધિક્કારવા જોગ છે. એવા ભટજી ભીખારીઓનો છૂટકો સર્વશક્તિમાન પ્રભુ આગળ શી રીતે થવાનો !!

ઓ. હજુ કેટલીક જાતના બ્રાહ્મણ ભીખારીઓ રહી જાયછે. દ્રાવિડી ને ભુતીઆ ઢોંગી બ્રાહ્મણો ભોળા લોકોને ઘણીવાર છેતરી જાયછે. તેમને અડદ કે કાળી ચીજ બતાવીએ એટલે તેમની પાસે જે દાણા કે લોટ હોય તે વેરી નાંખેછે, એટલે વેરાવનાર પાસેથી આસંપાસના વેહેમીઓ બીજો લોટ ને દાણા અપાવેછે, ને તેને ઠપકો આપવા મંડી જાયછે. આ રીતે થવાથી એ ઢોંગીઓ પોતાનો વેશ

બરાબર ભજાવી શકેછે, અને તેમ કરવામાં તેમને નફો થાયછે; કેમકે તેમના દાણા કે લોટ જેટલો હોયછે તે કરતાં પણ તેમને વધારે મળેછે, ને વેરેલો સાંભરી લેછે. વળી કોઈ ભોળો દયાળુ પાડોશી તેને આપે તેતો જૂદું. તેમાંના કોઇ તો વળી જોષી (ભવિષ્ય કેહેનાર, હાથ જોનાર) હોયછે. તે આડું અવળું કહી કોઇને છોકરાંની તો કોઇને પૈસાની કે લગ્નની આશા આપી ધુતી જાયછે. કોઈ કોઇ વૈદ પણ થઇ આવેછે, ને સાચું જૂઠું ઉંટવૈદુ કરીને ધુતી ચાલ્યા જાયછે. ઢોંગની સાથે જોશી ને વૈદના ગુણ ભળેલા હોયછે ત્યારે વેહેમી ભોળા ગૂજરાતીઓ તેમનાથી ઘણા ઠગાયછે.

ઔ. હમણાં થોડાંજ વરસથી એક નવી જાતના ઢોંગી બ્રાહ્મણ ભીખારીઓ ગૂજરાતમાં આવતા જણાયછે. તેઓ સારા સારા વિદ્વાન પણ દયાળુ ને ભોળા માણસોની પાસે જઇને અચ્છો ઢોંગ મચાવે છે. તે એકાદ ભોળા ભણેલા માણસને છેતરીને જૂઠું સરટીફીકેટ લખાવે છે. તેમાં એમ બતાવેલું હોયછે કે જાણે તે બેહેરો ને મુંગો છે, ને જીભ ટૂંકી થઇ ગએલીછે. એ રીતે તેઓ લખાવેછે કે છાનામાના પોતેજ લખેછે, ને પછી તે લેઈ ગામેગામ ભટકેછે. સારા ને ભણેલાના હાથમાં પેલું સરટીફીકેટ મૂકે છે ને વાંચવાની નિશાની કરેછે તેથી તે પેલો માણસ વાંચેછે. તે કાશીના કે દ્રાવિડના બ્રાહ્મણ છે. તે પંડે બેહેરા ને મુંગા છે એટલુંજ નહીં, પણ તેમનાં મા બાપ, ભાઈ બેન, કે કાકા ભત્રીજા સ-

વે તેવા કે તેથી પણ વધારે ખોડવાળા છે, એવું તેમાં લખેલું હોયછે. જ્યારે તેઓ આવેછે ને મળે છે ત્યારે પોતાનો ચેહેરો એવી જાતનો કરેછે કે તેથી વાંચનાર કોમળ હેયાના ભોળા વિદ્વાનને દયા આવેછે, અને પોતે અને પોતાની પાસેનાને સમજાવી તેને ઉઘરાણું કરી આપેછે, અગર તેમ ન બનેતો પોતેજ પોતાની શક્તિ પ્રમાણે તેને કાંઈ આપેછે. તેઓ જ્યારે આવેછે ત્યારે જથાબંધ હોયછે, પણ ગામડામાં વેરાતા વેરાતા ફરેછે. તેમનો મુકામ તેમણે એક ઠેકાણે રાખેલો હોયછે, ત્યાં તેઓ એકઠા મળેછે. તે ટાળામાં એકલા મરદોજ નહીં પણ સ્ત્રીઓ અને છોકરાં પણ હોયછે. ઉતારા ઉપર તેઓ છૂપી રીતે વાતચીત કરેછે. આ લોકો જયારે ભીખવા ફરેછે ત્યારે મુંગાની સાબીતી બતાવવાને તેઓ કાંઇ પણ ન બોલતાં બધું કામ નિશાનીથી ચલાવેછે. બેહેરાની નિશાનીમાં કાંઈ પણ સાંભળતા ન હોય તેમ કાને હાથ દેછે, ને જીભ મોંમાં ખેંચી લેઈ ટૂંકીછે એવું બતાવેછે. આવી તેમની ચતુરાઈથી ભલા ભલા છેતરાયાછે ને છેતરાયછે. સારા સારા વિદ્વાન ને ચાલાક પુરૂષોના હાથનાં લખેલાં સરટીફીકેટ મેં જોયાંછે; તેથી જણાયછે કે તેઓ તેમનાથી છેતરાય છે. પણ તપાસ કર્યાથી પક્કી ખાતરી થાયછે. અલબત તેઓ ટૂંકી જીભ શી રીતે કરે છે તે સાફ સમજાતું નથી, તોપણ તેમના ઉતારા ઉપર તેઓ વાતો કરેછે, તેથી આપણને સાફ જણાયછે કે તેઓ

મુગા ને ટૂંકી જીભના નથી. તેમજ તેમની મતલબની વાત આપણે જ્યારે કહીએ છીએ ત્યારે તે સમજી તેના જવાબની નિશાની બરાબર કરેછે, તેથી તેઓ બેહેરા નથી એમ સ્પષ્ટ માલૂમ પડેછે. એવા ઢોંગી ભીખારીઓ છેલ્લા દસકામાં ઘણા પસરી ગયાછે. એ લોકો બધા ઢોંગી છે તેની મને પોતાને તે બાબતની સારી પેઠે ખાતરી થઇછે. હું જ્યારે આણંદ ગામમાં હતો ત્યારે મેં એવી એક ભીખારી સ્ત્રીને કાંઇક રકમ કરી આપી હતી, ને એક કાગળ લખી આપ્યો હતો, તેજ કાગળ લઇને એક છોકરો મારી પાસે સુરતમાં આવ્યો હતો, ને તેજ કાગળ ફરીને મેં એક મરદની પાસે વેરાવળ ને પોરબંદરમાં જોયો હતો. આણંદવાળી બાઇને બીજા કાગળ સાથે મેં અમદાવાદમાં જોઇ હતી. કાઠીઆવાડમાં ઘણે ઠેકાણેથી મને ખબર મળી કે તેઓ ઢોંગી ને જથાબંધ છે; ત્યારે મેં તેમના ઉતારા ઉપર તપાસ કરાવી તો રાત્રે વાતચીત કરતાં માલૂમ પડયાં. વળી એવા કાગળ લેઈ જેટલા માણસો આવેછે તેટલા એકજ જાતના રોગ બતાવેછે. એક કુટંબને એક જાતના રોગ થાય એ કદાપિ સંભવિત ધારીએ, પણ તેઓ જૂદા જૂદા ટોળામાં જૂદા જાદા કુટંબના હોયછે, તે તેમના કાગળોનાં નામો ઉપરથી જણાયછે. આ રીતે મારી તો ખાતરી થઈ છે કે તેઓ ઢોંગી ધુતારા ભીખારીઓ છે, અને વગર મેહેનતે ગુજરાન ચલાવવાનો આ એક નવો રસ્તો તેમણે સોધી કહાડયોછે.

क. કેટલાક બ્રાહ્મણના છોકરા પરગામમાં કોઇ સારા વિદ્રાનને ત્યાં ભણવા રહેછે. જાતે ગરીબ એટલે પરગામનું ખરચ તેમનાં માબાપ તો આપી શકે નહીં, તેથી તેઓ "વિદ્યાર્થીના આશિર્વાદ" એમ બોલી ઘેર ઘેર લોટ ચોખા રોજ ઉઘરાવી ખાયછે. એ અને એ વિના બીજા બ્રાહ્મણ ભીખારીઓ એટલા બધા અને એટલી બધી જૂદી જૂદી તરેહથી ભીખ માગનારા છે કે તે દરેક જાત વિશે વિસ્તારીને કહેવું એ વખતે કંટાળા ભરેલું થઇ પડે. કેમકે તે વિશે જોઇએ તે કરતાં ઘણું લંબાણ થઈ ગયુંછે. માટે એ જાતના ભીખારીઓ વિશે હવે આપણે ટૂંકામાં વિચાર કરીએ.

આપણાં શાસ્ત્ર કરનારા બ્રાહ્મણો હોવાથી તેમણે આપણા લોકો ઉપર અસલથીજ સૌ કરતાં વધારે સત્તા રાખીછે, ને તેથીજ તેઓ સૌ કરતાં ઊંચા ગણાયછે. ને તેથીજ તેમને આપવામાં લોકો વધારે પુન્ય સમજેછે. અને એવી સમજણથીજ તેમની યુકિતઓને તાબે થઇને કે ભોળવાઇને પણ બ્રાહ્મણોને આપવું એ મોટું ધર્મનું કામ ગણેછે. રાજાથી તે રાંક સૂધી તેજ પ્રમાણે ચાલેછે. વિક્રમ કે ભોજરાજા બ્રાહ્મણોને રોજ સવાલાખ રૂપિઆ દાન કરતો, ને ૫લાણો આટલું આપતો, એવી એવી જૂની સાચી જૂઠી ગપો ઠોકેછે, ને લોકો તે ખરી છે કે ખોટી તે જાણતા નથી તેથી તે દરેક સાચી માનેછે; અને સૌ પોતપોતાની

શક્તિ પ્રમાણે બ્રાહ્મણોને આપવાનું—પુન્ય કરવાનું નક્કી કરે-છે. તેઓ કહેશે કે બ્રાહ્મણો તો બ્રહ્માના પુત્ર. પણ મૂરખો સમજતા નથી કે દરેક માણસ બ્રહ્માનો પુત્ર છે. કોઇ ગરીબ ભીખારી ભુખથી મરતો હશે તોપણ તેને ટાઢું ઉનું ખાવાનું આપવામાં લોકો વિચાર કરશે; અને બ્રાહ્મણ પૈસાદાર હશે તોપણ તેને આપવામાં વધારે પુન્ય સમજશે ને ભરતામાં ભરશે. પણ તેમાં તે લોકોનો વાંક થોડોજ છે. કેળવણી લીધા વિનાના મૂર્ખ ઉપર બ્રાહ્મણોના દોરની મજબુત પડેલી મડાગાંઠ કેમ છૂટે! પણ કેળવણી એ ગાંઠ ધીરે ધીરે નરમ પાડેછે, અને અંતે છોડશે; અને ત્યારે મારા પ્યારા દેશીઓ એ વહેમી ધુંસરામાંથી બહાર નીકળશો એ નક્કી જાણવું.

## ૨. ત્યાગીઓ.

અ. આ વર્ગમાં પણ ઘણાખરા તો બ્રાહ્મણોજ છે. પણ તેઓમાંના ઘણાખંરા વટલેલા હોયછે. ત્યાગી વેરાગી, બ્રહ્મચારી, સાધુ, અતીત, બાવા, ગોસાંઇ એ તેમનાં સાધારણ નામ છે. પણ તે નામ જૂદા જૂદા કારણથી પડેલાં હોયછે. પરંતુ તેઓ બધાએ સંસારત્યાગી તો ખરાજ, ને તેથી ત્યાગી એ સાધારણ નામ તેમને માટે ઠીક છે. પાછળથી કેટલાક બાવાઓએ બાવીઓ રાખી, અને છોકરાં છૈયાંવાળા થયા, તેથી ખરૂં કહીએ તો તેઓ ત્યાગી ન કહેવાય; તોપણ તેઓને ત્યાગી કહેછે. ત્યાગી થવું એ

સારૂં છે કે ખોટું એ સવાલનો નિર્ણય કરવાનું કામ આ ઠેકાણે નથી. સંસારત્યાગ કરી વનમાં કે મઠમાં રહી ફળ ફળાદિ જે મળ્યું તે ખાઇ ઇશ્વરભક્તિ કરવાને આ વર્ગ નીકળેલો જણાયછે, પણ પાછળથી તેમાં ફેરફાર થતો ગયો. બ્રહ્મચારીઓમાં કેટલાક તો આજ ખરા ભક્તિ કરનાર ને ઉપદેશક હોયછે. પણ મુખ્યત્વે આ આખો વર્ગ હાલમાં ઢોંગથી ભરપૂર છે. ધુતીને કે ધમકાવીને સારૂં સારૂં ખાવું એ ધંધો એ વર્ગે હાલમાં માંડયોછે, અને આપણા વેહેમી ભાઈઓ તેને પુષ્ટિ આપેછે. જે કારણથી એ વર્ગ અસલ નીકળેલો, તે કારણને આજે બિલકુલ છોડી દીધુંછે, ને પેટ ભરવું એજ તેમનું કામ થઈ પડયું છે. "ત્યાગી થવામાં ત્રણ સુખ, નહીં વેરો નહીં વેઠ; બાવા બાવા સૌ કહે, સુખે ભરીએ પેટ." આ કહેવત કાંઇ ખોટી નથી. અલ્લોક કરવું, માગવું ને ખાવું!!

આ. કેટલાક અતીત, સાધુ અગર સન્યાસી કે બ્રહ્મચારી મઠ બાંધીને રહેછે. ગાંજો તમાકુ ફૂંકવાં, ગામમાં ભીખવા જવું, ને ખાઇપી મસ્તાન બની પડી રહેવું. કોઇ કોઇ તો ધર્મશાળા કે દેવસ્થાનમાં મુકામ કરી રહેછે, દેવની પૂજા કરેછે, ને ગામના લોકોએ કે તે દેવસ્થાન અગર ધર્મશાળાવાળાએ તેનું ગુજરાન ચાલવાને કાંઇ સાધન કરી આપેલું હોયછે, તે ઉપર ગુજરાન ચલાવી પડી રહેછે, ને ગાંજા તમાકુ સાથે લાવણીઓના બહાર ઉડાવેછે. તે લો-

કોનો દોર પણ આપણા ગૂજરાતીઓ ઉપર એટલો બધો છે, તથા તેમને આપવામાં આપણા લોકો એટલું પુન્ય સમજે છે કે ઘણુંકરીને તેમને માટેજ પૈસાદાર લોકોએ સદાવ્રત ચાલતાં કરેલાં હોય છે. ડાકોરમાં એ લોકોને માટે કઢાડેલું ભટજી મહારાજનું સદાવ્રત ગૂજરાતમાં વધારે જાણીતુ છે. ત્યાં જેટલા સાધુઓ રોજ આવે તેમને જમાડે છે, પણ તેનાતેજ સાધુને ત્રણ દિવસ કરતાં વધારે નહીં. પુનમે અને બારસે આવી ગએલો આવે તોપણ તેને જમાડવામાં આવેછે એવો રિવાજ છે. આવાં આશરાનાં ઠેકાણાં હોવાથી તેઓ માતેલા થઇને ફરે તેમાં નવાઇ શી! ગાયકવાડી ને પેશ્વાઇ વખતમાં એ લોકોનો ઘણોજ જૂલમ હતો. વેરાગીઓની જમાતથી ગૂજરાતના ખેડુતો ત્રાસ પામી ગયા હતા. તેમના જેટલી હરકત કરનારા પિંઢારા વિના બીજા કોઈ નહોતા. છોકરાંને પકડી જવાં, ગામમાંથી લાકડાં વગેરે જે કાંઇ તેમને ઉપયોગી પડ્યું હોય તે જૂલમથી લેઇ જવું, ગામ બહાર મુકામ રાખી ખેતરમાંથી ગમે તેનું ઘાસ, દાણા, લાકડાં વગેરે લેવાં, એ તેમનું કામ હતું. તેઓ એકાદ બે દિવસ એક ઠેકાણે મુકામ રાખી પછી બીજે ઠેકાણે જતા, ને ત્યાંથી વળી બીજે ઠેકાણે. એ પ્રમાણે તેમનો મુકામ સ્થિર નહોતો પણ ભટકતો હતો. એ વેરાગીઓને લૂટફાટ કરવાની મના કરનાર કોઇ નહોતું. કોઈ મના કરે તો તેને મારી નાંખે પણ તેની દાદ કે

ફરીઆદ કોઈ સાંભળનાર નહોતા. એ જમાત ખેતરોમાં પડી હોય ત્યાંસૂધી કોઇ ખેડુત ત્યાં જઇ શકે નહીં. આમ થવાથી ખેતી ભેળાઇ જતી ને ખેડુતો માર્યા જતા; તેથી જમાત આવવાનો વખત થતા પહેલાં કાચું પાકું અંન અને ઘાસ લાવી ખેડુતો ઘરમાં ભરતા હતા. આ જૂલમ ને દુઃખ અંગ્રેજ સરકારનું રાજ્ય આવ્યા પછી* હમણાં છેલ્લા દસકામાંજ મટયું છે. દેવસ્થાનના સાધુઓ કે બાવાઓનો જમાતના સાધુઓ જેવો જૂલમ નહોતો ને નથી.

૬. એ વર્ગના જે બ્રહ્મચારીઓ ધર્મોપદેશ કરનારા છે તેમને આપણે ભીખારી ગણવા ન જોઇએ, કેમકે તેઓ બીજા ઢોંગ ન કરતાં ધર્મોપદેશ કરતાં જે જમાડે તેને ત્યાં જમેછે કે ભુખ્યા પડી રહેછે. તેઓ પૈસાની દરકાર

---

* એલફીન્સ્ટન સાહેબ કહેછે કે "કેટલાક સાધુઓ છરીઓનાં બીછાનાં કરીને તે ઉપર સૂઈ રહેછે. કેટલાક સોગન લેઇને છેક મુંગા રહે છે. કેટલાક સાધુઓને જો કોઇ રાજાએ પગાર આપ્યો હોય તો તેની ચાકરી કરે છે. તેઓ મોટા જુસ્સાથી લઢે છે. જ્યારે તેઓ કોઇની ચાકરીમાં નથી હોતા, તે વારે તેઓ મોટાં ટોળાંઓમાં મળીને મૂલક લૂટતા તથા દ્રવ્ય એકઠું કરતા ભટકતા ફરેછે. પાછલા વખતમાં આવા લુટારૂ લોકોએ બ્રીટીશ લોકોના રાજ્ય ઉપર અનેક હલ્લા કર્યા હતા.

રાખતા નથી ને એકઠા કરતા નથી. તેઓ ફક્ત ઘણી તો જમવાનીજ દરકાર રાખે છે. એવા ધર્મોપદેશકને જમાડી-એ તે ભીખ આપી નગણાય પણ તે તો તેની મેહેનતનું ફળ-બદલો. દરેક માણસે જાત્રા કરવી એ કાંઇ ખોટું નથી પણ સારૂં છે. કોઇની પાસે પૈસા ન હોય કે પૈસા થોડા હોય ને ખુટ્યા ને તેથી ભુખે મરતો હોય ને ભીખ મા-ગે તો તેને હલકા વર્ગનો ભીખારી ગણતાં આચકો ખાવો પડે છે. ભીખ માગી એટલે ભીખારી તો ખરોજ. પણ એવી જાતના મુસાફરીને નામે ઢોંગી ધુતી જનારા ઘણા આવેછે. જૂઠું જૂઠું બોલી કોળી વાઘરી વગેરે ભોળાઓને ઠગી જાયછે, તો તેવાને હલકી જાતના ભીખારી કહેવામાં કાંઇ ખોટું નથી. પણ તેમાં કોઈ ખરો પણ હોવાનો સં-ભવ છે ખરો. જે વેરાગીઓ કે સાધુઓ સંસારત્યાગ ક-રી, વનમાં ફળ ફૂલનો આહાર કરી વનમાંજ રહેછે ને ઈશ્વરભક્તી કરેછે તેવા સાધુઓને આપવામાં પાપ છે એ-મ કહેવાય નહીં. પણ તેઓ લાલચ રાખે, સારૂં સારૂં ખા-વાનું ઇચ્છે કે ગામમાં માગવા આવે, તો તે ભીખ છે એ-માં કાંઇ શક નથી.

उ. એ વર્ગના કેટલાક જંગલી ( જંગલમાં રેહેનારા ) ઝાડનાં મૂળીઆં કે બુટ્ટીઓ સાચી કે જૂઠી લાવી ઘણીવા-ર લોકોને છેતરી જાય છે. એવી બુટ્ટીઓ કોઈવાર સાચી પણ પડેછે ને ઘણો ગુણ કરેછે, તોપણ ઘણીવાર તેઓ

ઢોંગી ને ધુતારા હોયછે, ને ઠગી જાયછે. ઘણી જાતની વન-
સ્પતિ, મૂળીઆં વગેરે તેઓ લાવેછે અને તે આપીને લોકોને
છેતરી જાયછે. વહેમી લોકો જેઓ વશ કરવાની વિદ્યા સિ-
દ્ધ છે એમ માને છે, તેમને વશ કરવાની જડી બુટ્ટી આ-
પીને છેતરે છે. પૈસાના લોભી માણસને કાંઇ લોટ કે ભભુત
આપીને છેતરી જતો રહેછે.

૯. પંચાગ્નિ કરી ધ્યાન કરનારા, ને એક પગે ધ્યાન
ધરનારા પણ ઘણા તો ઢોંગીને ધુતારા હોયછે; પણ સૌથી
વધારે ધુતારા એ વર્ગના કીમીયાગર છે. ઘણીવાર આપ-
ણા લોકો એવાઓથી ઠગાયછે, ને ઠગાયાની બૂમો સાંભળેછે,
તોપણ પૈસાનો લોભ એવોછે કે એવા લોભી ભોળાઓ તે-
મનાથી વારે વારે છેતરાયછે. કીમીયાકપટની ચોપડી વાં-
ચ્યાથી વાંચનારની ખાતરી થશે કે સાધુઓના ઢોંગથી ભો-
ળા લોકો ઠગાયછે. તે આવીને તાંબાના કડકાને બદલે ગાં-
ઠનો સોનાનો કડકો મૂકી સોનું થએલું બતાવેછે, એટલે
પેલો લોભી લલચાઇ એકદમ ઘણું સોનું મેળવવાની લાલ-
ચમાં પડી, જેટલું સોનું, રૂપું, તાંબુ, ને એ વિના બીજી
જે જે ચીજ જોઇએ તે પૂરી પાડેછે એટલે પેલો ઢોં-
ગી બધું એકઠું કરી, નજર ચૂકવી, કે છેતરીને અગી-
આરાં ભણી જાયછે, તે ફરીને દેખાતોજ નથી. આ પ્રમાણે
ઘણા દાખલા બનેલા ઘણા જણાએ જોયા હશે કે સાંભળ્યા
પણ હશેજ; પણ "લોભીયા ગામમાં ધુતારા ભુખે ન મરે."

ઓ. કેટલાક ગોસાંઇઓ માથે પીછાં ઘાલીને ભીખ માગતા ફરેછે; કેટલાક હાથમાં કાવડ લેઇ ૬૮ તિર્થ યાત્રા કરવા નીકળી ભીખેછે; કેટલાક મઠ કે મંદીરવાળા ગોસાંઈઓ ખભે ઝોળી ભરાવી તે ગામમાં ભીખ માગેછે. ભગવાં લૂગડાં કે ભભુતવાળા, ચીપીયા કે ડંગોરાવાળા, ત્રીશૂળ કે લોઢાની લાકડીવાળા, ઘણા સાધુઓ ભીખ માગતા જોવામાં આવેછે. તેમજ "રામ લક્ષ્મણ જાનકી, જે બોલો હનુમાનકી" એવી એવી અનેક પ્રકારની ટેલ નાંખી ભીખ માગનારા સાધુઓ પણ જથાબંધ ભટકેછે. હિંદુ ભીખારીઓમાં બ્રાહ્મણોથી ઉતરતી સંખ્યામાં આ વર્ગ છે; ને બ્રાહ્મણો જેટલોજ દોર ભોળા લોકો ઉપર એમનો ચાલેછે. વેચાથાં લેવાનો ચાલ બંધ થયાથી ને પારકાં છોકરાં ઊચકી જવાનું બંધ થયાથી એ દોર ઓછો થયોછે, કેમકે તેમની સંખ્યા ઘટશે, કારણ કે તેમાંના ઘણાખરા તો સંસારત્યાગી હોવાથી તેમને છોકરાં હોતાં નથી. સંસારી સાધુઓ ફક્ત કેટલાંક મંદિરોમાં છે પણ તેમની સંખ્યા પ્રમાણમાં ઘણીજ ઓછી છે. સાધુઓના દોરને કેળવણી નરમ કરેછે, અને આગળ જતાં બિલકુલ નિર્મૂળ કરશે.

## ૩. રાવળીયા, ભર્થરી વગેરે.

અ. આ જાતના ભીખારીઓ પણ આપણા દેશમાં કાંઈ ઓછા નથી. મોલ્લે મોલ્લે હાથમાં સારંગી લેઈ ઘણુંકરીને વેલાવળ રાગમાં ભર્થરી રાજાની કરૂણા રસમય

વાત અને બીજી કવિતા ભગવાં લૂગડાં પેહેરીને ગાતા ફ-રેછે ને ભીખ માગેછે, તે આ જાતના લોકો છે. જેમણે ભર્થરી રાજાની વાત સાંભળી હશે તેમની આંખમાંથી આંસુ નીકળ્યા વિના ભાગ્યેજ રહ્યાં હશે. એજ લોકો ગોપીચંદ રાજાની વાત પણ કહેછે અને તે પણ એટલીજ કરૂણા રસથી ભરપૂર છે તોપણ તે કાંઇ ઇતિહાસિક નથી.

રાવળીઆ લોકો બધાએ તેજ (ભીખનો) ધંધો કરેછે એમ નથી; એ લોકો ઉદ્યોગ પણ કરેછે. લૂગડાં તથા પાટીઓ વણેછે, અને કેટલેક ઠેકાણે ઢોલ વગાડેછે, ને તેથી પોતાનું ગુજરાન ચલાવેછે. કોઈ માણસ મરી જાયછે ત્યારે બ્રાહ્મણોની પેઠે એ લોકોનો પણ કેટલોક હક હોયછે. જેને ઘેર મરી ગયું હોયછે તેને ઘેરથી પોતાના રાવળીયાને દરરોજ વરસ દહાડા સૂધી ખાવાનું આપેછે. લોકો એમ માનેછે કે રાંધેલું અન્ન દરરોજ વરસ દહાડા સૂધી રાવળીયાને આપ્યાથી તે અંન દરરોજ મરનારને પહોંચેછે, અને તેથી તેને દરરોજ ખાવાનું આપેછે. એજ પ્રમાણે કેટલીક જાતમાં ઢેડને પણ ખાવાનું આપેછે, ને તેનું કારણ પણ તેજ છે.

આ. વાઘરીને ખાવાનું આપવામાં આપણા લોકો પુન્ય સમજતા નથી, તોપણ જ્યારે વાઘરીઓ રાવળીઆનો કે ગોસાંઇનો વેશ લેઇ આવેછે, ત્યારે છેતરાઈને તેને આપેછે. વાઘરીઓનો ધંધો કાંઇ ભીખનો નથી. કેટલાક ખેતી કરીને અને કેટલાક ઘેટાં ને બકરાં પાળીને પોતાનું

ગુજરાન ચલાવેછે. ભીખ માગનાર વાઘરી છે એવું જ્યારે ભીખ આપનારને માલૂમ પડેછે ત્યારે તેઓ તેને ભીખ નહીં આપતાં ધમકાવીને કહાડી મૂકેછે. તોપણ વેશ બદલી ભીખ માગનારા વાઘરીઓ ઘણે ઠેકાણે ને તેમાં વિશેષે ગામડામાં ઘણા ભટકતા ફરેછે. આ જાત અસલ શામાંથી નીકળી હશે તે જણાતું નથી; પણ તેઓ અસલ કોળીની જાતના હોય એવી કલ્પના થાયછે. વ્યાઘ્ર+અરી ઉપરથી એ શબ્દ નીકળ્યો હશે, ને તેમ હોય તો તેમનું નામ તેમને જેબ આપેછે; પરંતુ જ્યારે તેઓ ભીખનો ધંધો કરેછે, ત્યારે તેમને તે ધંધો એબ લગાડેછે. એ જાતમાંના કેટલાક તો ખરેજ તેમના નામ પ્રમાણે વાઘનો શિકાર કરનારા છે. દેશી રાજ્યમાં જનારા વટેમાર્ગુનું વળાવું કરનારા અને ખેતરોમાં રાત્રે ચોકી કરનારા કેટલેક ઠેકાણે વાઘરીઓ છે. ભીખ માગવાનો ધંધો તેમનામાં અસલથી નથી, પણ પાછળથી થોડાં વરસ થયાં પડ્યો હોય એમ જણાયછે.

૬. ગૂજરાત પ્રાંતની જમીન ફળવંત છે. ત્યાં જોઈએ તેવો ને તેટલો વરસાદ ઘણુંકરીને વરસતો હોવાથી પાક સારો થાયછે. આપણી ઉત્તર ભણીનો મારવાડ દેશ તેવો નથી. આસપાસ રેતીનું રણ છે માટે ત્યાં વરસાદ બરાબર થતો નથી. જમીન પણ બહુ સારી નથી. નદીઓ મોટી ને સારી થોડી છે બલકે એક વિના બીજી નથી, ત્યાં પાક સારો

ક્યાંથી થાય? તેથી ત્યાંની વસ્તી વરસોવરસ બીજા ફળ-દ્રુપ મૂલકોમાં જાયછે. મારવાડની પાસે ફળદ્રુપ દેશ ગૂ-જરાત છે, તેથી મારવાડનાં હજારો માણુસો ગૂજરાતમાં આવેછે. જ્યારે ત્યાં દુકાળ પડેછે ત્યારે તેઓ ત્યાંથી અહિં આવેછે. તેવા કાળ મારવાડમાં ત્રીજે ચોથે વરસે પડેછેજ. સંવત ૧૯૨૪ ના મારવાડના દુકાળથી એકલા અમદાવાદ-માંજ દશ હજાર કરતાં વધારે મારવાડી ભીખારી આવ્યા હતા. એ લોકોને આપણા લોકો મારવાડનીમાઉને નામે ઓળખેછે.

મારવાડના જેટલા લોકો આપણા દેશમાં આવેછે, તે-ટલા બધા ભીખારી હોતા નથી. તેમાંના વાણીઆ, દરજી, સુથાર, લુહાર, સોની, મોચી એવા લોકો જેઓ દુકાળને લીધે ખાવા નહીં મળવાથીજ આવેલા તેઓ અહિંઆં આ-વીને પોતપોતાનો ધંધો કરી ગુજરાન ચલાવેછે. પણ જે-ટલા મારવાડી ધંધાધારી છે તેટલાજ અથવા તેથી વધારે ભીખારીઓ આવ્યાછે. મારવાડીઓ આવ્યાથી જેમ ભીખા-રીઓ વધ્યાછે, અનાજમાં ભાગ પડ્યોછે, પણ તેમ તેમના આવવાથી દરજી, સુથાર, લુહાર, મજુર અને મારવાડી કપડ સસ્તું થયુંછે. જે સાલમાં ત્યાં કાળ પડ્યો હતો તેજ સાલમાં ત્યાંથી ભુખે મરતા ઘણા લોકો ઘરબાર છોડીને ગુ-જરાતમાં આવ્યા હતા. જ્યારે આવ્યા ત્યારે તો ઘણા-ખરા ભીખ માગીનેજ ગુજરાન ચલાવતા. પણ આગળ

જતાં તેમાંના ઘણાએ ભીખ છોડી દીધી ને જેને જે આ-વડયો તે તે ધંધો અને કાંઇ પણ ન આવડે તે મજુરી કરવા લાગ્યાછે. જે લોકો હરામ હાડકાંના કે ઘણા નીચ હશે તેજ લોકો ફકત ભીખ માગેછે. આ ઉપરથી જણા-યછે કે મારવાડીઓ નહીં ચાલે ભીખ માગેછે. તેઓ ભીખ માગવી એ હલકું ગણેછે, અને ભીખ માગતાં શરમાયછે. જ્યારે ગયો છેલ્લો દુકાળ પડયો, ત્યારે જે મારવાડીઓ ઘેર ઘેર, મો'લ્લે મો'લ્લે, પોળે પોળે ને ગામેગામ ઠેકાણે ઠેકાણે ટોળાબંધ ભટકતા, ભીખ માગતા ને ભુખે મરતા દેખાતા હતા તે આજે તેવા જોવામાં આવતા નથી. તેમાંના ઘણા ઘર છોડીને આવેલા માટે પાછા પોતાને દેશ ગયા. ઘણાખરા અહીંઆંજ ધંધે લાગ્યા ને થોડાક જેઓ નીચ કે હરામ હા-ડકાંના હતા તેઓ ભીખ માગતા રહ્યા. આપણા લોકોમાં કોઇ ભીખારી પાછળ થઈ લાગ્યો હોય તો કહેશે કે જાને મારવાડનીમાઉ છે કે શું? અથવા એતો મારવાડની મા-ઉ છે કે માઉ જેવો છે એમ કહેશે. આ ઉપરથી એમ ન સમજવું કે માઉ પછવાડે થઈ લાગે છૂટેજ નહીં. એ, એ લોકોનો સ્વભાવજ છે. ત્યાં કાળ પડે, ભુખે મરે અને છૈયાં છોકરાં સાથે વિસ્તારવાળો હોય એટલે અહિં આવે ત્યારે કાલાવાલા કરે. વળી ત્યાં દુકાળ ઘણીવાર પડે એટલે ઘણી વાર તેમને આ દેશમાં આવવું પડે તે ઉપરથી મારવાડની માઉની કહેવત ચાલી હશે. મારવાડીમાંના જેઓ ભીખવા-

નો ધંધો કરેછે તેઓમાંનો કોઈ ગૂજરાતી ભીખારી કરતાં કોઇ રીતે ઉતરતો નથી. મારવાડીનાં છોકરાં પાંગોઠાં વીંઝતાં, ને કાખલીઓ કૂટતાં જથાબંધ ઠેકાણેઠેકાણે ભીખ માગતાં નજરે પડતાં હતાં. તિર્થના બ્રાહ્મણોના છોકરાઓ મધમાખની પેઠે પુંઠે વળગ્યા તે લીધા વિના છૂટતાજ નથી તેવા આ છોકરાઓ હોયછે. દુકાળના વખતમાંજ કેટલીક જાતની મારવાડી સ્ત્રીઓ સાચી કે જૂઠી, હાથમાં લોટો ને લૂગડાનો કડકો લેઈ, સારો સાલ્લો પેહેરી શેરીએ શેરીએ ફરીને, કોઇ સારો માણસ જતો હોય તેને આંખમાં આંસુ લાવી ઘણીજ નમ્રવાણીથી કહેશે કે "અમે જાત્રા કરતાં લૂટાયાં ને પાસે કાંઈ નથી, સગાં વહાલાં દુકાળમાં ભૂખે મરી ગયાં, જાતે વાણીઆં છીએ એટલે ભીખ મગાતી નથી ને ભૂખે મરીએ છીએ! આવી નમ્રવાણી ને તે પણ સ્ત્રીના મોંમાંથી સાંભળતાંજ પેલા માણસને દયા આવેછે ને પોતાની શક્તિ પ્રમાણે સીધું, લૂગડાં કે કાંઇ વાસણ અપાવેછે. બધી વખત આવું બોલનાર ખરાજ હોયછે એમ નથી; કેટલીક વખત ઢોંગી પણ હોયછે. દુકાળના વખત વિના એવા લોકો કોઈ કોઇ વારજ જોવામાં આવેછે; તેથી હું ધારૂંછું કે તેઓ બધાએ તો ઢોંગી ભાગ્યે હોય.

### ૪. મદારી, નટ, ભવાયા વગેરે.

ખરૂં જોઇએ તો આ વર્ગ ભીખારીના વર્ગમાં આવી

શકે નહીં; પણ આપણા દેશમાં તેમને ભીખારીમાં ગણેછે. યૂરોપીયન લોકોની પેઠે કે દેશી પુણેકર વગેરે નાટકકારો-ની પેઠે જાહેરખબર છપાવી, ટીકેટનો ભાવ ઠરાવે, ટી-કેટવાળાનેજ પેસવા દે, બીજા કોઇને જોવાદે નહીં, તો તે-ઓ ભીખારી મટી જાય. પણ તેમ તેઓ કરતા નથી એ તેઓની ભૂલ છે એટલુંજ નહીં, પણ તેગનામાં ખામીઓ એટલી છે કે ટીકેટ લેઈને સારા માણસો જોવા જાય નહીં, અને તેથી તેમને ઝાઝી કમાઇ પણ થાય નહીં, એ તેમ-ને મોટી હરકત છે. જો નટ લોકો ચીના કે ફ્રેન્ચ કસરતબા-જોની પેઠે તેમના ખેલમાં સુધારો કરે, જો આપણા ભ-વાયા દેશી કે યૂરોપીયન નાટકકારોના ખેલ કરે ને ભૂંડું બોલવું છોડી દે, તો તેઓ ભીખારી મટી જાય. એ બા-બત તેમને સુધારવાના ઉપાયમાં કહીશ.

अ. આપણા દેશમાં કેટલાક લોકો વાંદરાં, રીંછ, નોળ, સાપ, કબુતર વગેરે જનાવર પાળી તેમને કેટલાક ખેલ શીખવેછે. તેમને કુદાવેછે, દોડાવેછે, બે પગે ઉભાં કરેછે, નચાવેછે, વગેરે તમાસા કરાવેછે. નોળને સાપની લઢાઇ કરાવેછે. મોરલી (મોહર) વગાડેછે ને ડૂગડુગીઓ વગાડી આસપાસના લોકો ભેળા કરેછે. એ લોકો પોતાનો ખેલ કરવાની જગા એવી પસંદ કરેછે કે જ્યાં ઘણા લોકો ભેગા થાય. પોતે જેટલા ખેલ શીખવ્યા હોયછે તેટલા કરાવી, પછી જોનારાની પાસે જઇ ભીખ માગેછે. એજ લોકોએ

પાછળથી જાદુના ખેલ દાખલ કર્યાછે. કેટલાક લોકો એકલા જાદુનાજખેલ કરેછે. અજ્ઞાન લોકો તેથી છેતરાઇ જાયછે. તેઓ વેહેમી લોકોથી પકડાતા નથી તેથી જોનારના મનમાં જાદુના વેહેમ ઠસી જાયછે. જાદુના ખેલમાં તેઓ કાંઈ વિશેષ કરતા નથી. કાંકરાનો રૂપિઓ કરેછે, એક કાંકરી એક ઢાંકણામાંથી બીજામાં, બીજામાંથી ત્રીજામાં એમ લાવેછે, લાકડાની ગાયને દોહીને દૂધ કહાડેછે, વગેરે. મદારી લોકો સાપની દાઢ મંત્રેછે. તેથી તેમને તે કરડતો નથી, એમ કહેવાયછે; પણ ખરૂં જોઇએ તો તેમ નથી. કાંતો તેમને પકડી તેમના મોંમાંથી યુક્તિબંધ ઝેરની કોથળી કહાડી નાંખેછે, કે કાંતો કેટલીક જાતના સાપ ઝેરી હોતા નથી એવી જાત ઓળખી તેને જાતનો સાપ પકડેછે તેથી તે કરડતો નથી; પણ દાઢ મંતરેછે ને સાપ કરડતો નથી એ વાત તો બિલકુલ ખોટી છે. વળી પોતાને જાદુ આવડેછે એવી તમાશગીરોની ખાતરી થવા સારૂ પોતાના સાગ્રીત લોકો જોવાઊભેલા લોકોમાં ઊભા રાખેછે. પછી જાદુગર મોહર વાગતી બંધ કરી કહેછે કે હવે એ વાગતી નથી, તેથી આમાં કોઇ જાદુગર છે; પછી તેને ખોળી કહાડેછે ને કહેછે કે આ જાદુગર છે તેણે આ મોહર બંધ કરીછે, પણ ફિકર નહીં, એનું જાદુ કહાડું છું. પછી છુમંતર કરેછે તેથી પેલો ભોંય ઉપર પડી જાયછે, ને મોહર ચાલતી થાયછે. વળી પેલો ભોંય ઉપરથી ઊઠીને છુમંતર કરેછે, એટલે પેલો મદારી

ભોંય ઉપર ગબડી પડેછે, ને વાંસળી વાગતી નથી. એમ થોડીવાર કરેછે. કેટલીક વાર પેલો ઢોંગી જાદુગરને નહીં બોળી કાહાડતાં મદારી છુમંતર કરેછે, એટલે પેલો ઢોંગી એની મેળે ભોંયપર પડી જાયછે, તેથી જોનાર લોકો પેલાને જાદુગર જાણેછે. પેલો ઢોંગી જાદુગર ઘણુંકરીને વાઘરી, કોળી વગેરે જાતનો હોયછે; કેમકે મદારી જેવા લોકોના સાગ્રીત એવાજ હોય. ઘણીવાર બંને જાદુગરો કાંઈ વસ્તુ મોંમાં રાખીને કે બીજી કોઈ યુક્તિથી મોંમાંથી લોહી ઓકેછે. આમ કરવાની મતલબ એજ કે લોકોને પોતે જાદુગર છે એમ જણાવવું, ને લોહી ઓકી લોકોના મનમાં દયા ઉપજાવવી કે જેથી તેઓ તેમને પાઈ પૈસો આપે. એ કરતાં પણ વધારે સારા જાદુના ખેલ એ લોકો કરેછે. એટલે તડકામાં રાતડીઆની ધાણી વગર દેવતાએ ફોડેછે. મોંમાંથી દેવતાની ઝાળ કે ભડકો કહાડેછે; લીંબુમાંથી લોહી કહાડેછે; વગેરે. આકડાના દૂધમાં રાતડ કે જુવારને પલાળી ઉનાળામાં સારી પેઠે તપાવે. પછી બીજીવાર એજ પ્રમાણે કરે. એ પ્રમાણે આઠ દશવાર કર્યાથી તે જુવાર એવી થાય છે કે ઉનાળાના તાપમાં લૂગડાની ઝોળીમાં નાંખી હલાવે કે ફૂટી જાયછે. પણ એ ધાણી ખવાય નહીં; તેથી તેઓ એમ સમજાવે અથવા લોકો એમ સમજે કે જાદુની ધાણી ખવાય નહીં. મોંમાં રાળ ભરી રાખી તેને યુક્તિબંધ દેવતા અડાડેછે એટલે પેલી રાળ-

નો ભડકો થાયછે. પણ તે એવી યુક્તિબંધ કરે કે પોતે દાઝે નહીં. રતન જોતના ફૂલના રસમાં પાળી કે ચપુનું પાનું પલાળી તાપ દેઈ રાખીએ ને તે પાળીકે ચપુ વતી લીંબુ કાપીએ તો તેમાંથી લોહી જેવો રસ નીકળેછે તેથી લોકો જાદુ જાણી છેતરાયછે. પણ તેવા લીંબુ કાપનારને આપણા ઘરની પાળી આપીએ તો લોહી નીકળશે નહીં. મોંમાં પાણીના કોગળા સારી પેઠે કરાવી નાંખીએ ને મોંમાં કાંઈ રહે નહીં એવું કરીએ તો ભડકા નીકળશે નહીં. ને ધાણી ફોડનારને આપણા ઘરની જુવાર આપીશું તો ધાણી ફૂટશે નહીં. હજુ એજ વર્ગમાં બીજી કેટલીક જાતના જાદુગર છે. તેઓ મોંમાં, હોઠમાં, ગળામાં, આંખમાં એવા શરીરના કેટલાક ભાગમાં સોયો ઘાલેછે, ને તેજ પ્રમાણે પાળી કે ચપુનું પાનું પણ ઘાલેછે. લોહીની નસમાં થઇ સોયો આરપાર જાય તોજ તે શરીરને નુકશાન કરેછે, નહીંતો સોયો કાંઇ નુકશાન કરતો નથી. પેહેલાંથી ધીરેધીરે આંખમાં ઘાલવા મંડયાથી અંતે આંખમાં ઘાલી શકેછે. કેમકે સોયો કાંઇ કીકી ઉપર કે ડોળા ઉપર ઘાલતા નથી, પણ આંખના ખાડાના ખુણામાં ઘાલેછે. ને તે પ્રમાણે ધીમે ધીમે મહાવરો પડયાથી કરી શકે એમાં કાંઈ વિશેષ નથી. એજ પ્રમાણે હોઠમાં, ગાલમાં કે ગળામાં સાચવીને પેહેલેથી ઘાલતાં શીખેછે. ફકત તેમાં લોહીની નસ ઉપર ન આવે એટલીજ સાવચેતી રાખેછે. એ મહા-

વરો તેઓ પોતાના મુકામ ઉપર કરેછે. સારી પેઠે અનુભવ થયા પછી જે જગાએ સોયો ઘાલવાનો મહાવરો હોય તેજ જગાએ ઘાલેછે. કેટલીક વખત તો એ સોયાથી પડેલું કાણું બિલકુલ જણાતું નથી, એવી યુક્તિ કરેલી હોયછે. ચપુ કે પાળી ઘાલેછે તેમાં કપટ હોયછે; એટલે તે પાનાની ધારમાં ખોભણ અ અ હોયછે તે ખોભણ માટી કે તરત ઊખડી જાય એવી જણસથી પૂરી લીધેલી જણાયછે એટલે અંધારામાં કે વેગળેથી માણસ છેતરાઇ જાયછે. એ પાળી શરીરના જે ભાગમાં ઘાલવી હોયછે તે ભાગમાં પેલી ખોભણ આવે એવી રીતે તે પાળી ઘાલેછે. તમાસગીર લોકો આસપાસનો ખોભણ વગરનો ભાગ દેખેછે, એટલે જાણેછે કે જેટલી ખોભણ હોયછે તેટલો ભાગ ગળામાં કે જીભમાં પેઠોછે. પણ ખરેખરૂં તેમ હોતું નથી. લોકો કે જેમના મનમાં જાદુવિશે ખાતરીજ હોયછે, તેઓ તેને સાચું માનેછે. ને દયા લાવી તેને સૌ પોતપોતાની શક્તિ પ્રમાણે આપેછે. આપણા ઘણીક જાતના જાદુગરો ને ઠગારા આપણા પ્રાંતમાં આવી લોકોને ઠગી જાયછે. એ જાદુનો વહેમ જવાને માટે જાદુકપટપ્રકાશ બહુ સારૂં પુસ્તક છે. તે સૌ વેહેમી માણસોએ જરૂર વાંચવું જોઇએ.

આ. નટને મલ્લ લોકો પોતાની કસરતથી જોનારને ઘણીવાર હેરત પમાડેછે. એ લોકો તરેહ તરેહના અજા-

યબ ખેલ કરેછે. કેટલીક વાર તો નાનાં નાનાં છોકરાં એ-
વા ખેલ કરેછે કે તે જોઇ આપણે આશ્ચર્ય પામીએ. જેને
આપણા સાધારણ લોકો મલ્લ કહેછે, તેઓ મારવાડી કે કો-
ળી જેવા હોયછે. તેઓ પાંચ છ જણા હોયછે; તેમાં બે
ત્રણ નાનાં છોકરાં ને બે ત્રણ મરદ હોયછે. છોકરાંને પણ
કસરત કરવાનો મહાવરો ઘણો કરાવેલો હોયછે, કેમકે મો-
ટા મરદ કરતાં નાનાં છોકરાંને સારી કસરત કરતાં તમા-
શગીરો જુએ, ત્યારે વધારે આશ્ચર્ય પામી વધારે પૈસા
આપેછે.

૬. હાથમાં સારંગી લેઈ ગેંદાલ કચ્છઇઓ. અને એવા
બીજા શૂરવીર માણસોના દોહા ને રાસડા ગાતા હોયછે, ને
શૂર ચઢાવેછે, તેમને બજાણીયા કહેછે. બજાણીઆ લોકો કે-
ટલીક જાતની કસરત કરેછે. માથા ઉપર સાત હાંલ્લાં લેઈ
વાંસ ઉપર ચઢેછે ને ખેલ કરેછે. તેઓ તીર મારવામાં
બહુ કુશળ છે. તેઓમાંનો મુખ્ય હોશિયાર માણસ તો
નીચે પાણીમાં જોઇને અરજુને જેમ મચ્છવેધ કર્યો હતો
તેમ, અવળું જોઇને કે નહીં દેખાય તેમ આંખે પાટા બ-
ધીને થોડે દૂર બીજા માણસના હાથમાં નેતરની સોટી કે
નેતર જેવો બરૂ રાખ્યો હોય તેને તીર વડે વિંધી નાંખે-
છે, એવા એ લોકો તીર મારવામાં હોશિયાર હોયછે. તેઓ
દારૂડીઆ ઘણા છે, તેથી જે પૈસા કમાયછે તે દારૂ પીવામાં
ખરચી નાંખેછે. ભીખારીના વર્ગમાં એ લોકો આપણા દે-

રામાં ઓછા પ્રખ્યાત નથી.

નટ કે મલ્લ લોકોના ખેલ પણ ઘણી જાતના હોયછે. એક મોટો વાંસ ડાટીને તેના ઉપર એક નાનું છોકરૂં ચઢી જાયછે ને મથાળે છેડા ઉપર ઉંધું સૂઇ જાયછે. વળી બે કે એક પગ ભરાવીને લટકેછે, ને ઉતરી પડેછે. બે વાંસ થોડે છેટે દાટી તેની બે ટોચોને એક દોરડું બાંધેછે, ને પછી તે દોરડા ઉપર એક જણ નીરાધાર ચાલેછે. બીજીવાર હાથમાં વાંસ કે બીજું કાંઇ લેઇને ચાલેછે, અને ત્રીજી વખત પગને તળીએ શિંગડાં બાંધીને પેલા દોરડા ઉપર ચાલેછે. આ અઘરો ખેલ એટલો ઝડપથી કરેછે કે આપણને તો બીક લાગે કે રખેને હમણાં પડી જાય; પણ મહાવરાને લીધે તે પડતો નથી. એક મોટો માણસ પોતાની કમરે કપડું વીંટી, તેમાં એક લાંબો વાંસ ઘાલી તે વાંસ ઉપર પણ ખેલ કરવાને એક છોકરાને ચઢાવેછે. ગળામાં દોરડી વડે એક નાનો ચાર કે છ આંગળ લાંબો પોહોળો પાટીઆનો કકડો બાંધી તે ઉપર એક લાકડાંનો ગોળવો ઉછાળીને ઝીલેછે. એ ગોળવો જો નજર ચૂકથી તાળવામાં વાગે તો તાળવુંજ ફૂટી જાય એવો મજબુત હોયછે; ને તે ઘણો ઊંચો ઉછાળી જે જગાએ ઝીલવો હોયછે તે જગાએ પેલું ગળામાં ભરવેલું પાટીયું રાખી તેના ઉપર ઝીલેછે. એક દસ કે બાર મણનું લાંબું લાકડું હાથ ઉપર, હાથની આંગળી ઉપર, માથા ઉપર, નાક ઉપર ને છેવટ

હોઠને જીભ ઉપર અધર ઉભું રાખેછે. જીભ ઉપર કે દાંત ઉપર બાર મણનું લાકડું અધર ઊભું રાખવું એ કેટલું મુશ્કેલ કામ છે તેનો જોયા વિના વિચાર ન આવે. તેઓ એવા મોટા લાકડાનું ગુરૂત્વમધ્યબિંદુ એટલું જલદી ખોળી કહાડેછે, કે કોઇ યાંત્રિક વિદ્યાના વિદ્વાનને પણ જલદી ન જડે. એ છોકરાં સાથે વળગી ગોટમડાં ખાયછે, ને બીજી કેટલીક નાનાં છોકરાંની જાણવાજોગ રમત કરેછે. પગે ને કમરે તરવારો બાંધી, હાથમાં તરવારો લેઇ, ગોટમડાં ખાયછે ને કસરત કરેછે. એ કસરતબાજ મોટા મરદ હોયછે. એ કસરતનું કામ પણ ઘણુંજ સાચવવાનુંછે, નહીં તો જો ચૂકે તો એનું તો કામજ થઈ જાય! કેમકે એ તરવારો એમની પોતાની હોતી નથી કે કાંઇ કપટ હોય; પારકી હોયછે. એ વિના જૂદા જૂદા લોકો જૂદી જૂદી જાતના કસરતના-શરીર વાળવાના તમાશા કરેછે, ને લોકોને રાજી કરી, ભીખ લેઈજાય છે.

૭. ભવાયા અથવા તરગાળા પણ આજ વર્ગના ભીખારી છે. અમદાવાદ અને વીસનગરમાં એ લોકોની વસ્તી બહુછે. ભવાયા લોકોમાં ટોળીઓ અથવા જથા હોયછે. એક ટોળામાં એક નાયક એટલે મુખ્ય અને બીજા તેના હાથ નીચેના હોયછે. એકેક ટોળામાં વધારેમાં વધારે વીશ પચીશ અને ઓછામાં ઓછા દશ માણસ હોયછે. તેઓ જથાબંધ દીવાળી કરીને ભીખવા નીકળી પડેછે, તે આઠ મહીના

ભીખી પાછા ચોમાસામાં ઘેર આવેછે. તેઓને ભીખવાની જગાઓ ઘણુંકરીને મુકરર કરેલી હોયછે, કે ફલાણી ટોળી ફલાણે ઠેકાણે ને ફલાણી ફલાણે ઠેકાણે, ત્યાં તેઓ ભીખવાને જાયછે. જેમનો ભાગ રજવાડામાં કે રાજાઓના મૂલકમાં હોયછે, તેઓ વધારે કમાયછે.

ભવાયા લોકો જ્યારે રાજાના મૂલકમાં જાયછે, ત્યારે રાજા જાણે પોતાનો ધર્મજ હોય તેમ ભવાઇ કરાવી તેને પોશાક, નાણું વગેરે આપી રાજી કરેછે. પણ બીજાં ગામોમાં જાયછે, ત્યારે મોટે પ્રખ્યાત ઠેકાણે ભવાઇ કરેછે. એટલે હજારો માણસ તે જોવાને આવેછે, ને તેઓ માંહોમાંહે ઉઘરાણું કરી હમેશાં અપાતી રકમ જેટલા રૂપિઆ ભવાયાઓને કરી આપેછે. મોટું ગામ હોયછે તો બે ચાર ઠેકાણે એ પ્રમાણે ભવાઈ કરેછે. જ્યારે ભવાઇનો ચાલ નીકળ્યો હશે ત્યારે તેઓ નાટકકારજ હશે, કેમકે નાટકને ભવાઇ ઘણી રીતે એક બીજાને મળતી આવેછે. પણ પાછળથી ભવાઈમાં ઘણો બગાડો થયો હોય એમ જણાયછે; તેથી સારા માણસો ખાનગી રીતે ઘર આગળ નાટકની પેઠે ભવાઇ કરાવી શકેજ નહીં અને સ્ત્રીઓ તો જોઈજ શકે નહીં એવી ભવાઇ થાયછે. ભવાયાના વેશમાં કેટલાક ખેલો તો ઘણા સારા છે. ભવાયા લોકો સારી કેળવણી લેઈ, નાટકનાં ઘણાં પુસ્તકો વાંચે ને નાટક થતાં જુએ, તથા તે પ્રમાણે ભવાઈ કરવામાં ફેરફાર કરે, તો

તેઓ નવા થતા નાટકકારો કરતાં બેશક ઘણા સારા નાટકકારો થઇ શકે. પણ ઘણા ભવાયા તો કકાના નામને ફૂટે એવા હોયછે. એ લોકોએ કસરતના કેટલાક વેશ ભવાઇમાં દાખલ કર્યાછે, તે બહુજ સારા છે; તેમાં પ્રખ્યાત હરજીવનના ખેલથી તો અવધીછે; ઉપર કહેલા નટ લોકો પણ એવા ખેલ કરી શકતા નથી. એજ પ્રમાણે નવા વેશ દાખલ કરવામાં તેઓમાંના કેટલાક ભવાયા હોશિયાર હોયછે. સારા કેળવાયલા યૂરોપીઅન કે દેશી લોકો ભવાઇ કરાવેછે ત્યારે ભવાઈમાંના વેશમાંથી કેટલાક વેશ પસંદ કરીને કરાવેછે ને ભૂંડું બોલવાની મના કરેછે, તેથી એ ભવાઇ જોવા જોગ થાયછે. ભવાયાને આપણે કહીએ કે ભૂંડુ બોલવાની નઠારી ટેવ તમે કહાડી કેમ નાંખતા નથી? તો કહેશે કે ગામડાના લોકોમાં અમારો ગુજારો રહ્યો, ને તે લોકો ભૂંડા શબ્દ આવ્યા વિના ખુશી થતા નથી, તેથી અમારે ભૂંડુ બોલ્યા વિના ચાલતું નથી. એ લોકો જો અમને ના કહે તો અમે બોલીએ નહીં. આપણે ના કહી હોય તોપણ તેમને હમેશાં ભૂંડું બોલવાની ટેવ હોવાને લીધે તેઓ ઘણી સંભાળ રાખતાં છતાં પણ કોઇ કોઈ વાર બોલી જાયછે. ભૂંડું બોલવાથી મૂર્ખ લોકો ખુશી થઇને પૈસા આપેછે, એ વાત ખરીછે. નટ લોકો કસરત કરી કરીને મરી જાય તો પણ એક પૈસો આપે તો આપે, નહીંતો પૈસો આપવાની વખત થાય ત્યારે પોબારા ગણી જાય; ને ભવાઇમાં

તેઓ બે આના, ચાર આના કે રૂપિઆ સૂધી પણ આ-
પેછે. ભવાયાને લોકો ખુશીથી ભીખ આપેછે તોપણ તે
ભીખતો ખરીજ, અને તે વાત ભવાયા પણ ના કબૂલ ક-
રતા નથી; તેઓ પોતેજ પોતાને ભીખારી વર્ગમાં ગણેછે
અને તે ખરૂં છે. કેમકે અગર જો કે તેમનું કામ, લોકોને
ગમત આપી પોતાની મેહેનતના બદલામાં પેસા લેવાનુંછે,
તો પણ તેઓની કેટલીક રીતો ભીખારીના જેવીજ છે ને તે-
થીજ તેઓને ભીખારીના વર્ગમાં મૂક્યાછે.

ભવાયાના વર્ગમાં હરજીવનની કસરત અને હરજીવ-
નની ભવાઇ તો હદ વાળી નાંખેછે, પણ તે વિના બીજા કે-
ટલાક ભવાયા પણ તરવારની, શરીરની ને સીસાની કસ-
રતના ખેલ કરેછે. સીસો નાચતાં નાચતાં માથા ઉપ-
રથી અધર નાકની ડાંડી ઉપર લાવી, પાછો ચઢાવી,
અંબોડા ઉપર લાવેછે. ફરતાં ફરતાં કે નાચતાં નાચતાં
લૂગડાનું કમળ ગુંથવાની કસરત, ને ફરતાં ફરતાં તર-
વારની અણીથી આંખમાં અંજન કરવાની કસરત પણ
આશ્ચર્ય પામવા જેવી છે.

૯. આપણા લોકો વેહેમી બહુ છે. દુનિઆમાં ભૂત
જેવી કાંઈ વસ્તુ છેજ નહીં, તોપણ કોઇ કોઇને ભૂત
આવેછે—ધુણેછે, એટલે તે ખરૂં મનાયછે. એજ પ્રમાણે
ડાકેણ, શાકેણ, જક્ષણી વગેરે આવેછે, અને થોડીવાર કે
થોડા દહાડા રહીને જતુ રહેછે. ભૂત, ડાકેણ વગેરે કાંઇ

છે નહીં તોપણ વેહેમને લીધે જેને ભૂત આવેછે તેને તે ભૂત કોઇ કોઇ વારતો બોલેછે, ને પોતાનું નામ, ઠામ તથા વળગવાનું કારણ કહી બતાવેછે. ભૂત બોલેછે કે કારણ કહેછે તે સાધારણ લોકોની આગળ તો કોઇકજ વાર કહેછે. પણ જ્યારે ભૂત બોલતું નથી ત્યારે એને બોલાવવાને સારૂ ભુવાને બોલાવેછે, તે આવી આખીરાત ડાકલું વગાડી, જેને વળગ્યું હોય તેને જગાડી, તે ભૂતનું નામ, ઠામ ને વળગવાનું કારણ પૂછેછે. ઘણીવાર સૂધી તે કહેતું નથી પણ અંતે ગભરાઇને તથા ડૂગડુગીઆથી કંટાળીને જૂઠું નામ આપેછે, અને પછી જે પૂછેછે તેનો મરજી મુજબ જવાબ દેછે. ઘણા વેહેમી લોકોનું ભૂત ભુવાલોકોથી કોઈવાર બિલકુલ જતું નથી, ને વેહેમમાંને વેહેમમાં થોડા દિવસ રીબાઇને મરી જાયછે. આ ભુવા લોકો પણ એક જાતના ભીખારી છે. ઢોંગથી કે વેહેમથી જેને ત્યાં ભૂત આવ્યું હોયછે તે ભુવાને બોલાવવા જાયછે ત્યારેજ તે જાયછે, તથા જે રકમ ઠરાવી હોયછે, તેજ રકમ તેઓ લેછે; તોપણ ઢોંગ કરી પૈસા કમાવાની એ યુક્તિ છે, માટે તેને ભીખજ કહેવી ઘટેછે.

ઓ. કેટલીક વખત કેટલાક લોકો (ઘણુંકરીને તેઓ પરદેશી હોયછે) આવીને તેલ જુએછે. તે તેલમાં જોઇને જોવા લાવનાર તેલવાળીનું નામ, તેના બાપ દાદાનું નામ, ઠેકાણું તથા બીજું જે પૂછે તે કહેછે. એવા તેલ જોનારા

લોકોને તેલીઆરાજા કહેછે. તેઓ તેલ જોયા પછી તેને પોતાના શરીર ઉપર રેડી દેછે, ને એકાદ બે પૈસા પૂછવા આવનાર પાસેથી લેછે. દરેક પુછવા આવનાર પાસે પોતપોતાનું જૂદું જૂદું તેલ મગાવેછે. આ તેલીઆ રાજાની વાત બિલકુલ ખોટી છે, એવું કોઇકજ વાર માલૂમ પડેછે. તેલીઆ રાજા બેઠો હોય ત્યાં કોઇ બે ચાર જણા પારકી શેરીના પેહેલેથીજ પોતાનાં નામ બદલી, તે નવા નામથી તેલીઓ સાંભળે તેમ એક બીજાને બોલાવી તેલ બતાવા જાય તો તેલીઓ ઘણુંકરીને સેંકડે ૯૯ વાર ખોટો પડવાનો. પણ તે તેલમાં જોઇને આવતાં નામ પેલા એક બીજાને બોલાવેછે તે નામોથી જૂદાં પાડવાને લીધે ગભરાઇને કે બીજા કારણથી તેતો ઈશ્વર જાણે, પણ તે બાબત મેં મારી જાતે બે ચારવાર બીજી શેરીમાં જ્યાં લોકો મને થોડું ઓળખતા હતા, ત્યાં બે ચાર જણા સાથે નામ બદલી નવાં જૂઠાં નામથી બોલાવતાં જઈ અનુભવ કર્યોછે; અને એ રીતે તેલીઓ છેતરાયોછે.

જ્યારે નામ માલૂમ ન હોય ને ગુચવાય, ત્યારે ગમે તે બહાનું કહાડી તેલ જોવાનીજ ના કહેછે. કોઇવાર એવી ગુચવણ આવી પડે તો તેલ જોવાનું અધૂરૂં મૂકી તે જગાએથી પલાયન કરેછે. તેલીઆ રાજાની કહેલી વાત પણ ભરોંસો રાખવા લાયક હોતી નથી. તેલીઆ રાજા પાસે પોતાના સાગ્રીત હોયછે, તેઓ જે શેરીમાં જવું હોયછે તે-

ની નામ ઠામ વગેરે પાકી તપાસ બે ચાર દિવસ અગાઉ-
થી કરી રાખેછે. તે તપાસ કરનાર એવો વેશ લેઈને આ-
વે કે તે બીજીવાર આવે ત્યારે તેના ઉપર બિલકુલ વેહેમ
આવે નહીં. જ્યારે તેલીઆ રાજા શેરીમાં કે પોળમાં તેલ
જોવાને ફરવા નીકળે ત્યારે પેલા સાગ્રીતો પણ સાથેજ આ-
વેછે. તે વેગળા ઊભા રહીને કે જોવા આવનારામાં ભળી
જઇ પેહેલેથી ઠરાવેલી સંજ્ઞા પ્રમાણે સંજ્ઞા કરેછે, એટલે પેલો
સમજી જાયછે, ને જવાબ દેછે. જોનારાની ભીડને કળાહળ
તે વખતે એટલાં થાયછે કે પેલો સાગ્રીત સંજ્ઞા કરે તોપ-
ણ તે જણાય નહીં. આ રીતે થવાનો ઘણો સંભવ જણાયછે.
તોપણ તેમ ધારવામાં શક માત્ર એટલોજ રહેછે કે શેરી કે
પોળમાંનાં સઘળાં ઘરનાં માણસને પેલો સાગ્રીત શી રીતે
ઓળખી યાદ રાખીને તે પેલા તેલીઆને કહી શકેછે! ઘ-
રમાંનો ગમે તે એક જણ તેલ બતાવવા આવે, તેને ઓળખી
કહાડી, તેનું, તેના ઘરનાં ને વડાઉવાનાં નામ શી રીતે પે-
લો સાગ્રીત યાદ રાખી કહી શકેછે! તેમજ તેલમાં જોઇને
સર્વેનાં નામ કહી શકવાં એ કામ પણ ઘણુંજ મુસ્કેલ,
તેમ તેટલુંજ અશક્યછે.

આપણા લોકોએ પૈસા મેળવવા, તથા થોડી મેહેન-
તે ઘણા પૈસા કમાવાને કાંઇ કાંઈ ઉપાયો શોધી કહાડ્યાછે.
કોઇમાં થોડી તો કોઇમાં ઘણી કમાઈ હોયછે. કોઇમાં થો-
ડી મેહેનતે ઘણું ને કોઈમાં ઘણી મેહેનતે થોડું કમાયછે.

કોઈવાર ચાલવા વિના બીજી મેહેનત તેમને કાંઇ હોતી નથી. ગમેતેમ હોય તોપણ લોકોને ઠગીને અથવા ભોળવીને પૈસા કમાવા તે ઉપાયને ભીખજ કહેવી ઘટેછે. તેલીઆ રાજા ગમે તેટલું રખડતા હોય, ને લોકો ગમે તો રાજી થઇને પૈસા આપતા હોય, તોપણ તે તેમનો ઢોંગ છે; લોકોને છેતરીને અને ઢોંગ કરીને તેમની પાસેથી પૈસા કઢાવેછે. એટલે એ લોકોની તેલ જોવાની રીત સાચીછે, ને તેમાં કાંઇ કપટ કે ઢોંગ નથી એવું જ્યાંસુધી સાબીત થયું નથી, ત્યાંસૂધી લોકોને ઠગવાની અથવા ભીખ વાની એ બધી યુક્તિઓછે, એવુંજ આપણે કહેવું જોઇએ. અને તેથી તેલીઆરાજાને ભીખારીનાજ વર્ગમાં મૂકવા ઘટેછે.

**૫. ભાટ, ચારણ ગઢવી, વહીવંચા વગેરે.**

અ. આપણા પ્રાંતમાં જેટલા કવિઓ થઈ ગયાછે, તેમાં ભાટ પણ મુખ્ય ભાગ લેછે. ચારણ એ પણ કવિની જાતછે; પણ એ લોકો કાવ્ય જથા બંધ જાણવામાં આવી નથી. કોઇના ગુણ ગાવા, દાતાર ન હોય તેને દાતાર કહેવો, ને તેને મેરૂના શીખરપર ચઢાવવો, હલકાનો ભારે ને નીચનો ઊંચ કરી તેને ફુલાવી ફોસલાવી પૈસા કઢાવી લેવા, ને પૈસા ન આપે તો ગામે ગામ તેની નિંદા કરવી એ ભાટનું મુખ્ય કામછે. એ જાતજ થોડી કેળવાયલી પણ ગુણ ગાયક કાવ્ય કરનારીછે. એ લોકોમાં એ જાતની કાવ્યશક્તિ જાણે સ્વભાવિકજ હોય તેમ, બાપદાદાનું જોઈને

તથા શીખીને થએલી હોયછે; ને તેથી એ બાબતમાં તેઓ પ્રખ્યાત થઇ ગયા છે. લડાઇની વેળાએ શૂરવાળી કવિતા શૂરના રાગમાં ગાઇને લશ્કરને ઉશ્કેરવામાં ભાટ લોકો રાજાઓને મોટું હથીઆર થઈ પડતા હતા.

દરેક રાજા પાસે અસલથીજ ઘણુંકરીને એવા ઉશ્કેરનારા ભાટ હોયછે. પણ હાલમાં તેઓ નિરૂપયોગી અથવા તે શૂરાતન વગરના થયાછે. એ ગાવાનું શૂર અને તેથી લડનારાને ઉપજતું શૂર જતું રહ્યુંછે; એટલે તે રાજાએ નથી, ને તે ભાટ પણ નથી. જો કે ભાટ લોકોએ જાતે તો થોડુંજ બળ કે કાંઇજ પરાક્રમ કર્યું નથી, તોપણ તેઓ ગાતી વખત બહુ શૂરા બની શૂરથી ગાતા હતા, ને લશ્કરને શૂર ઉપજાવતા હતા, તેથી તેઓ પંડેજ શૂરા હતા. શૂરા એક યોદ્ધા કરતાં ને તેના પરાક્રમ કરતાં તેમનાં પરાક્રમ વિશેષ હતાં. અંગ્રેજી લશ્કરમાં જેમ ગાનારી બેન્ડ હોયછે, તેવી બેન્ડની દેશી લશ્કરમાં જરૂર હતી, અને તે ખોટ અસલના વારામાં આ દેશમાં ભાટ લોક પૂરી પાડતા હતા. ચંદ બારોટ જે દિલ્લીના છેલ્લા રજપૂત રાજા ચોહાણ પૃથુરાજની પાસે હતો એ સૌથી વધારે પ્રખ્યાતીને પામ્યોછે. કેમકે એણે લડાઈની વખતે શૂર ચડાવવાનો એનો જાતિ ધર્મ બજાવ્યોછે, એટલુંજ નહીં, પણ પૃથુરાજનો રાસો જેમાં પૃથુરાજનો સર્વ ઇતિહાસ કાવ્યમાં વર્ણવ્યોછે, તે એણે રચ્યોછે. એ રાસો ઘણોજ રસિક ને

વીરરસથી ભરેલો ઇતિહાસિક છે.

દેશ હિતાર્થનાં આવાં કામો કરનારા ચંદ જેવા મહાપુરૂષ જે જાતમાં જન્મેલા એ જાતને ભીખારીના વર્ગમાં ગણતાં અમને આચકો ખાવો પડેછે, તોપણ છૂટકો નથી. તેમણે પોતાનો ધર્મ ખોયોછે. જે કામમાં તેઓ અતિશે ઉપયોગી હતા, તેજ કામમાં તેઓ બિલકુલ નિરૂપયોગી થયાછે. તેમજ તેઓ નામર્દ ને ફોકટીઆ ગુણ ગાઇ ગુજરાન ચલાવનારા થયાછે. આજે તેઓમાંના કેટલાક તો નવી કાવ્ય તો શું કરી જાણે, પણ અસલની કરેલી ગાઈ જાણતા પણ નથી. રે! કેટલાક તો કાવ્ય કોને કહેવી ને વીરરસ તે શું એ જાણુતા નથી, ને કેટલાક તો બિલકુલ વાંચી લખી પણ જાણતા નથી !!

કેટલાક પેહેલાંની કરેલી ગુણગાયક કાવ્ય મોઢે કરી કોઇ પાસે જઇ બોલેછે ને જાચેછે, ને બખે પૈસા લેઇ ગુજરાન ચલાવેછે. એવા લોકોને ભીખારી વિના બીજું શું કહેવું ઘટે? તેઓ ભીખારીજ છે, ને પોતાને મોઢે જાચક-ભીખારી કહેવામાં શરમાતા નથી. કેટલાક જેઓ કાવ્ય કરી જાણતા નથી, પારકી કરેલી વાંચી જાણતા નથી, કે મોઢે આવડતી નથી, તેવા લોકો ખેતી કરી ગુજરાન ચલાવેછે; કેટલાક વ્યાજવરાનો ધંધો કરેછે, વગેરે ઉદ્યમે વળગ્યાછે, તો તેવા ભાટ લોકોને પણ ભીખારીમાં ગણવા એવો મારો બિલકુલ ઈરાદો નથી. જાતે અસલથીજ ભિક્ષુક-

ની જાત તો ખરીજ. જેમ બ્રાહ્મણો કહેછે કે ભીખ માગવી એ અમારા બાપદાદાનો ધંધો છે, તેમ એ જાત પણ ભીખ એજ પોતાનો ધંધો છે એમ સમજેછે. ભીખથી ગુજરાન ચલાવવું એજ તેઓ મુખ્ય સાધન સમજેછે. ખેડુત ભાટ પણ ભીખ મળે તો ન લે એમ કાંઈ નથી; ને તેથીજ એ આખી જાતને ભીખારીના વર્ગમાં ગણીછે. જ્યારે ગુજરાન ન ચાલ્યું ત્યારે, ને ભૂખે મરવા લાગ્યા ત્યારે ખેતી વગેરે ઉદ્યમ કરવા માંડ્યો. તોપણ જેઓ ઘણી મુશ્કેલાઇઓ છતાં પણ ભીખનેજ વળગી રહ્યા તેમના કરતાં, ખેતી કરી ગુજરાન ચલાવનારા સો દરજે સારા ગણાય. જો આખી ભાટની જાત ખેતીમાં વળગે તો કેવું સારૂં! દેશને કેટલો લાભ થાય!

ભિક્ષુક ભાટનો જેમ ગુજરાન ચલાવવાનો રાજદરબાર ઉપર ઘણો આધાર છે, તેમ કેટલાક ભાટ લોકોનો ચરોતરના પાટીદારો ઉપર ઘણો આધાર છે. છોકરાના જન્મ વખતે કે લગ્ન વખતે તેઓ આવેછે, ને હકની માફક આપનારની શક્તિ પ્રમાણે પૈસા લેઇ જાયછે. લગ્ન વખતે જાન ઉતરી હોય ત્યાં આવી, વરના બાપના ને તેના બાપદાદાના તથા બીજા જે પાટીદારોએ તેમને આપ્યું હોય તેમના ગુણ ગાયછે. એટલે પેલા વરના બાપને ફૂલાઈને કે જાતના લોકોથી તથા વેહેવાઇ અને ગામના બીજા લોકોથી શરમાઇને તથા આસપાસના લોકોના કહેવાથી દબાઇને અ-

ને બીજાઓના દાખલા લેઇને પોતાની શક્તિ ઉપરાંત ભાટ રાજી થાય તે પ્રમાણે આપવું પડેછે. મતલબ કે ભાટને રાજી કરવો પડેછે, નહીંતો તેજ વખતે ભરી સભામાં અને જ્યાં જાય ત્યાં એની નિંદા કરેછે. એ ભાટ દરેક ગામમાં કે પ્રગણામાં જાદા જાદા અમુક હકદાર ઠરાવેલા હોયછે. જેમ રજવાડાના ભાટ અસલના વખતમાં રાજાને ત્યાં ખાઇ-રાજાનું વર્ષાસન લેઇ, બીજા પગારદાર લસ્કરની પેઠે રાજાનીજ ચાકરી કરતા હતા, ને ત્યાંજ રહેતા હતા; તેમ ચરોતરના પાટીદારમાં ગામના અમુક ભાટ તેજ ગામમાં લગ્ન વગેરેના હક લેઈને તથા પાટીદારો પાસેથી મળેલાં પસાયતાં ખાઇ ગુજરાન ચલાવનારા છે ને તે તેગના ઉપયોગમાં આવેછે. પાટીદારમાં કોઇ મરણ થાયછે, ત્યારે ભાટડીઓ રાજીઆ બહુ સારા ને કરૂણારસથી ભરેલા ગાયછે. આપણા ગૂજરાતી ભાટ કવિયોમાં કેટલાક તો બહુ સારા થઇ ગયાછે. પ્રીતમ, ભોજો, ધીરો, ડુંગર બારોટ વગેરે. તેમની કાવ્ય ગુણગાયક નથી પણ ભક્તિની છે. કેટલીક નીતિની ને માણસને શિખામણની અતિ ઉપયોગી છે. જેમ બીજા ભાટોએ ભીખ તજી ખેતી વગેરે ઉદ્યમ કરવા માંડયોછે, તેમ એ કવિઓએ જાચક કાવ્ય નહીં કરતાં ઇશ્વર ભક્તિની ને નીતિની કાવ્ય કરવાનો રસ્તો પકડયોછે એ અતિ ઉત્તમ ને દેશના ભલાનું એક કામ કરી ગયા ગણાય.

આ. ચારણ લોકો ભાટને વળગેલાજ છે. ભાટ કરતાં કોઇ રીતે તેઓ ઉતરતા નથી. કાવ્યશકિતમાં ચારણો ભાટ કરતાં ચઢતા ગણાયછે. કોઈએ કહ્યુંછે કે જ્યારે ભાટ અને ચારણની કવિતાની પરીક્ષા લીધી ત્યારે ચારણે ભાટને કહ્યું કે " ભાટ ભાટ ભાટુડી ને કોટે બાંધી ચાટુડી." ત્યારે ભાટે ચારણને કહ્યું કે " ચારણ ચારણ ચારણીઆં ને કોટે બાંધ્યું ચંદીનું પડ." આ ઉપરથી ચારણની કાવ્ય વખાણેછે. એ વિના ચારણની જાત ભાટ કરતાં ચાલાક છે તેના ઘણા દાખલાઓ કહેવાયછે. ચારણો ગૂજરાતના જીલ્લાઓમાં બહુ થોડા છે, પણ કાઠીઆવાડમાં ઘણા છે. ભાટની પેઠેજ તેઓ રજવાડામાં ઘણા રહેછે, કેમકે અસલથીજ તેમનું ગુજરાન ચલાવવાનું સાધન રાજદરબાર છે.

ભાટની પેઠે જીલ્લાઓમાં ભીખતા ચારણો ક્વચિતજ જણાયછે. એમ કહેવાયછે કે ભાટની કાવ્ય કરતાં ચારણોની કાવ્ય સરસ છે, એ ખરૂં હોય તોપણ તેમની કાવ્ય ચંદ બારોટ, પ્રીતમદાસ, ભોજોભકત ને ધીરો એમની કાવ્યની પેઠે પ્રખ્યાતી પામી નથી. કેમકે પ્રીતમની ભકિતની શિખામણ, ધીરાની પણ તેજ મતલબની ને ભોજા ભકતના નીતિના ચાબખા તે બહુજ અસરકારક છે, ને તેથી તે કાવ્ય ગૂજરાતમાં આટલો બધો ફેલાવો પામીછે. ચારણોની કવિતા જાચકને ઉપયોગી કદાપિ ઘણી હશે, ને તેથી તેવા લોકોમાં વધારે પ્રખ્યાત હશે, પણ તે બીજા લોકોમાં ફેલાય-

લી નથી. ભાટની પેઠે ચારણો પણ અસલનો શૌર્યરસ ખોઈ બેઠાછે. લઢાઇની વખતે શૂર ચઢાવવામાં ચારણો, ભાટ કરતાં ઉતરે એવા નહોતા. પણ અસલનું તે માન તેઓ ખોઇ બેઠાછે, અને ભાટ લોકોની પેઠે કાઠીઆવાડમાં તેઓ ખેતી વગેરે ઉદ્યમ કરવા લાગ્યાછે. આવા વખતમાં ભાટ ને ચારણોની આખી જાતનું ગુજરાન ભીખ ઉપરજ ચાલે, એ દોહીલું છે, અને તેથી તેઓમાંના ઘણાખરા ઉદ્યમે વળગ્યા જણાયછે. ભિક્ષુક ચારણો કરતાં ઉદ્યમી ચારણોને વધારે માન અને સાબાશી આપવી ઘટેછે. પરમેશ્વર તેમની જાત ઉપર મેહેરબાન થાય, ને તેઓ બધાને ભિક્ષુક મટાડી ઉદ્યમે વળગાડે. ગૂજરાતના દક્ષિણ ભાગમાં રજપૂત રાજ થયાં નથી ને થયાંછે તો તે ઘણાંજ થોડાં ને નાનાં તેથી તે ભાગમાં ભાટ ચારણની ઝાઝી વસ્તી જોવામાં આવતી નથી. ચારણોને ગઢવી પણ કહેછે. તેઓની પાસે પણ ભાટ લોકોની પેઠે જૂનાં કાવ્યરૂપ ઇતિહાસિક પુસ્તકો છે, પણ તેઓ ભાટોની પેઠેજ તે પુસ્તકો કોઇને ધીરતા નથી. એ લોકોનાં જૂનાં કાવ્ય ઉપરથી ઇતિહાસને કાંઇ પણ આધાર મળે, પણ તેઓ આપતા નથી, એ મોટી મુસ્કેલી છે.

૬. કેટલીક જાતમાં અમુક માણસો કુટુંબવાર અસલથીજ એક ચોપડામાં નામો લખી રાખેછે. તેઓમાંથી કોઈએ કાંઇ સાહસિક કામ કર્યું હોય તો તે પણ નોંધી રારાખેછે. એવા ઈતિહાસિક અથવા વંશાવળી નોંધનારાને વ-

હીવંચા કહેછે. એવા વહીવંચા ઘણુંકરીને દરેક હિંદુ જાતમાં અસલ હતા. પણ પાછળથી વાણિયા વગેરે કેટલીક જાતો- એ કહાડી નાંખ્યાછે. ને તે લોકોના હક ડૂબાવ્યાછે. તેમ- ની વંશાવળીના ચોપડા પાણીમાં બોળ્યા છે. એ લોકો એ- ટલા જકકી હોયછે, કે જ્યાં જાય ને વંશાવળી વાંચે ત્યાંથી ધારેલી રકમ લે તોજ ઊઠે. જેને ઘેર જાય તેના ઘરનું જે- ટલા માણસો આવ્યા હોય તેટલાનું સીધું લેછે પણ તે લો- કોની સંખ્યા બહુ નથી. તેઓ વારા પ્રમાણે આવેછે, એ- ટલે ઘણી મુદતે દરેક ગામમાં આવી શકેછે પણ દરેક ગા- મની કમાઇ તેમને બહુ હોયછે. તેમની ઉઘરાવવાની ઘરદીઠ રકમ પેલા આપનારને બહુ ભારે પડેછે. કોઈ ગરીબ હોય તોપણ તેની પાસેથી જૂલમ કરી કરજે કઢાવી ધારેલી ર- કમ લેછે. જો કોઇ ન આપેતો ભાટ ચારણોની પેઠે તેઓ પણ નીંદાકરનારા છે. વહીવંચા જ્યારે પાંચ, સાત કે કોઇવાર દર વરસે આવે ત્યારે તેમની સાથે પાંચ સાત માણસો ઘોડાં વગેરે હોયછે. આવીને ઘરદીઠ વંશાવળી એકવાર વાંચી જા- યછે; ને નવા જન્મ નોંધી જાયછે. ભાટની પેઠે વંશાવળી વાંચતી વખત ગુણ ગાયછે, તેથી પૈસાદાર ફૂલાઈને ખુશી થઈ તેને રાજી કરેછે. ફક્ત ગરીબોને એ લોકો બહુ હરક- તકરતા છે. ગરીબોની વંશાવળી ન વાંચે, અથવા તેમની પાસેથી ઉઘરાણું નલે, તો તેઓ જાલમી તથા બોજાવાળા થઇ ન પડે. ભાટ લોકોની પેઠેજ વહીવંચાઓનો દોર ચરો-

તરના પાટીદારો ઉપર જબરો છે. અસલ જ્યારે એ ચાલ નીકળ્યો હશે ત્યારે સારાને માટે હશે. એથી ઇતિહાસિક બીના તથા પોતાના પૂર્વજોની હકીકત માલમ પડેછે. તેમનાં સારાં કામો સાંભળી તેમના જેવા સારા થવાની હોંશ આપણને થાયછે; કેમકે વંશાવળીમાં બુરાં કામોની નોંધ ભાગ્યેજ થાયછે. એટલે લોકોને સારા થવા, બાપદાદાની હકીકત જાણવા, ને ઇતિહાસિક બીનાથી વાકેફ થવા એ વંશાવળી બહુ કામની છે. જો તેઓ ગરીબ ઉપર જૂલમ કરી રૂપીઆ ન ઉઘરાવે, જે વંચાવે તેને ઘેરજ જઇ વાંચે, ને શક્તિ પ્રમાણે જે આપે તે ઉપરજ સંતોષ રાખે તો એ લોકો બહુ ઉપયોગી ગણાય; ને તેઓ ભીખારીના વર્ગમાંથી નીકળી જાય. જ્યાં સુધી પોતાની મરજી પ્રમાણે, સામાની નહિ મરજી છતાં વંશાવળી વાંચેછે, ત્યાં સુધી તેઓ ભીખારીના વર્ગમાં આવી શકેછે.વળી વંચાઓની જરૂર છે એ વાત ખરી પણ તેમના જૂલમી રસ્તાની જરૂર નથી, માટે પરમેશ્વર તેમને સુમતી આપો ને તેમનો આ જુલમી રસ્તો છોડાવો.

**૬ કમાળીયા, ફાતડા, ધર્મગુરૂઓ વગેરે.**

अ. ચુંવાળમાં બહુચરાજીના સેવક કોળીઓ કમાળીઆને નામે પ્રખ્યાત છે. કપાળમાં સિંદુરનો ચાંલ્લો કરી, હાથમાં લોટ ભરવાની માટલી લેઈને ઘેરઘેર લોટ માગતા ફરેછે; માથે ચુંદડી બાંધેછે ને વખતે હાથમાં ત્રીશૂળ રાખે

છે. જો કોઈ લોટ આપતો નથી તો તે હઠ કરીને, ગાળો કે અપશબ્દ બોલીને પણ ત્યાંથી લીધા વિના જતા નથી. કમાળીઆ લોકો ઘેરેઘેરથી લોટ ઉઘરાવવો એ પોતાનો હક સમજેછે. એ હક માતાએ પોતે કરી આપેલો છે એમ તેઓ માનેછે; તેથી એવી રીતે માગવાને તેઓ ભીખ કહેતા નથી, પણ ખરી રીતે બોલીએ તો તેઓ ભીખારીજ છે.

આ. એવાજ વળી કેટલાક હકદાર એજ માતાને ત્યાંથી ભીખારીઓ આવેછે. જેઓ ફાતડાને નામે ઓળખાયછે. તેઓ મૂળના નપુંસક કે પાછળથી નપુંસક થએલા સ્ત્રીનું રૂપ ધારણ કરનારા હોયછે. તેઓ સ્ત્રીનો પોશાક પેહેરેછે, ને કાલુંકાલું તથા બાયલું બોલેછે; તેથીજ કોઇ બાયલો માણસ હોય તો તેને ફાતડા જેવો કહેછે. ફાતડા લોકો ઘેરઘેર ને દુકાને દુકાને પૈસા કે અનાજ ઉઘરાવેછે, કોઇને ઘેર છોકરાનો જન્મ થાય તો જાણે તેમનો હકજ ન હોય? તેમ હઠ કરીને પૈસા લેછે. છોકરાનો બાપ ખુશીમાં હોયછે, માટે તેને રાજી કરેછે. ફાતડા લોકો ભૂંડું બોલવામાં બિલકુલ શરમાતા નથી. તેઓ એટલા બેશરમ અને ભૂંડું બોલનારા હોયછે કે તેમની પાસે કોઇ સારો માણસ ઉભો પણ રહેતો નથી. જ્યારે કોઇ માણસ ભીખ આપતો નથી ત્યારે તેના ઘર આગળ તો તે જોવાજેવો તાલ કરી મૂકેછે. ભૂંડું બોલેછે, નાગો થાયછે, ગાળો દેછે, ને તેથી આખરે પેલો શરમાઇને ભીખ આપેછે. કમાળી-

આ ને ફાતડા એ એકજ માતાના સેવક છે, એકજ માતાના ઉપાસીક છે; પણ કમાળીઆ નપુંસક નથી.

૬. આપણા દેશમાં ધણા જણાએ ધણા ધર્મ-હિંદુ ધર્મના પંથ કહાડેલાછે, તેમાંના ધણુંકરીને બધા પંથનાં મૂળતત્વો સારાં છે. નવો પંથ કહાડનાર ગુરૂ હમેશાં હોંશિયાર ને ચાલાક હોયછે, ને તે પોતાનો સઘળો વખત શિષ્યોને ઉપદેશ કરવામાંજ ગાળેછે. તેથી તેનું ગુજરાન ચલાવવાને શિષ્યોએ તેમને કાંઈ હક આપી, આમદાની કરી આપેલી હોયછે. જેમ જેમ પંથને ઘણાં વરસ થતાં જાયછે, તેમ તેમ તે પંથના ગુરૂઓ પૈસાના લોભી, મોજ શોખી, ને ધણીવાર સ્ત્રીલંપટ થઈ જાયછે. તેમના વખતનો કોઇ પણ ભાગ શિષ્યોને ઉપદેશ કરવામાં ગાળતા નથી. તેમના બાપદાદાને શિષ્યોએ કરી આપેલા હક ઉપર તેઓ ગુજરાન ચલાવેછે, ને ચમન ઉડાવેછે. એવા ધર્મના શિષ્યો ધર્મ રહિત-ધર્મની સમજણ વિનાના થઇ જાયછે. માત્ર તેમના બાપદાદાના ચાલતા આવેલા ચાલે ચાલેછે. એવા લોકોના ઉપર તેમનો લંપટ ગુરૂ બોજા જેવો થઈ પડેછે. ગુરૂ એટલે આપ્યા વિના ચાલે નહિ એમ જાણીને તથા નાત જાતના મૂર્ખ પૈસાદાર શિષ્યોના ઠપકાની બીહીકે અને શરમ અથવા આબરૂની ખાતર આપ્યા જાયછે. ગુરૂઓ તેમના ઉપર ઘણીવાર જૂલમી હક બજાવી પૈસા કઢાવેછે, તેને તેઓ સહન કરેછે. ઘણું થાયછે તો તે બીજા

હિંદુ પંથમાં જતા રહેછે. આ ઠેકાણે કયો પંથ સારો ને કયો પંથ નઠારો છે તે, તથા કોઇ પંથ વિષે ટીકા કરીને માઠું લગાડવાની કોશેશ કરવાની મારી બિલકુલ મરજી નથી. ગુરૂ અથવા આચાર્યોને ભીખારીના વર્ગમાં લાવવાની જરૂર નથી કેમકે તેઓ કાંઈ ભીખવા જતા નથી પણ શિષ્યોએજ ખુશીથી તેમને હક કરી આપેલા હોયછે, ને તે પ્રમાણે શિષ્યો ખુશીથી તેમને આપેછે. એ હક તેમની ઉપદેશ કરવાની મેહેનતના બદલામાં તેમને મળેલાછે. પણ જો વગર મેહેનતે, વગર ઉપદેશ કરવે, આળસમાં ને મોજશોખમાં વખત ગુમાવી, તે હક ભોગવે તો તેઓ પણ બ્રાહ્મણ ગોરની પેઠે વગર મેહેનતે ખાનારા ઠરે; અને તેમ થાય તો, તેમની હકીકત આ ઠેકાણે ટૂંકામાં આપવાની જરૂર પડે; એવું જાણીને ઉપર લખેલી ટૂંક હકીકત આ ઠેકાણે બતાવીછે. અમારે લખવાની મતલબ એટલીજ છે કે જે ગુરૂઓ ધર્મોપદેશ નહિ કરતાં, ધર્મોપદેશ કરવાના બદલામાં શિષ્યોએ આપેલા પૈસા અમનચમનમાં ઉડાવી દેછે તે ગુરૂઓ આ વર્ગમાં આવી શકેછે, પછી તે ગમે તે પંથનો ગુરૂ હોય. એવા ગુરૂઓ આપણા પ્રાંત્તમાં ઘણા છે કે જેઓ ઉપર લખ્યા પ્રમાણે હરામના પૈસા મેળવેછે. પણ તે ગુરૂઓનાં કે તે પંથનાં નામ આપી કોઇના દીલને માઠું લગાડવું એ અમારૂં આ બાબત લખવામાં કામ નથી.

ઙ. કેટલાક ભીખારીઓ જાત જાતનો વેશ બદલી ભીખ માગેછે. કોઇવાર તે એકજ વખતે બે અને કોઇ વાર તેથી પણ વધારે રૂપ ધારણ કરેછે; તેથી તેને બહુ- રૂપી કહેછે. આવી જાતના ભીખારીઓ રજવાડામાં ઘણા હોયછે. કોઇ કોઇ વારતો શિવ અને પાર્વતીનો વેશ એ- કજ વખતે ધારણ કરીને આવેછે. તેના મોંનું એક પાસું મહાદેવના મોં જેવું ભભૂત ને જટાવાળું ને બીજું પાસું સ્ત્રીના રૂપ જેવું બરાબર હોયછે. જ્યારે ચાલેછે ત્યારે પુરૂષનું મોં ખુલ્લું રાખી ચાલેછે; ને સ્ત્રીનું પાસું ઢાંકેલું હોયછે. એ કાંઇ જૂદાં જૂદાં મોં હોતાં નથી. એકજ મોં હોયછે પણ તેમણે એવી બનાવટ કરેલી હોયછે કે જ્યારે સ્ત્રીનું પાસું બતાવેછે ત્યારે બરાબર સ્ત્રી અને પુરૂષનું પાસું ઉપર લાવેછે ત્યારે બરાબર પુરૂષ જણાય છે; એમાં લગારે ફેર માલમ પડતો નથી. એ રૂપ રાત્રે બહુ શોભા આપેછે. ભલા ભલા એથી છેતરાય છે, ભવાયા લોકો મહાદેવ પાર્વતીના વેશમાં બહુરૂપી બનીને આવેછે પણ તેઓ ખરા બહુરૂપી જેવા આબેહુબ રૂપ લાવી શકતા નથી. બહુરૂપીની નકલ છે એમ તરત માલમ પડી આવે છે. એ બહુરૂપીઓ રજવાડામાં ઘણીવાર જાયછે. કોઈ રાજા સભામાં બેઠો હોય છે, તે વખત બહુરૂપી જઈને ઉભો રહે છે ને ઢોંગ કરેછે. વખતે બ્રાહ્મણનો વેશ લેઇ આવી આર્શિવાદ દેછે, કોઈવાર ભાટ કે ચારણનો વેશ

લેઇ આવી કાવ્ય બોલેછે, ને રાજાની પાસે વાહવાહ ક-
હેવડાવેછે. રાજા વાહવાહ કહે કે એ કાવ્ય બોલનાર બહુ
રૂપી છે એમ ન જાણે તો પેલો બહુરૂપી બે હાથે તાબો-
ટા પાડેછે, કે હાથવતી ગાલ કે મોં વગાડેછે, એટલે રાજા
જાણેછે કે એતો બહુરૂપી છે; કેમકે બહુરૂપી પોતાને એ
નિશાનીઓવડે ઓળખાવે છે. એ નિશાનીવડે રાજા જાણે
છે કે એતો બ્રાહ્મણ, ભાટ કે ચારણ નથી ને હું છેતરા-
યો. રાજા છેતરાયછે તો પોતાની પાસે જે પોશાક હોયછે
તે બધો બહુરૂપીને આપી દેછે; એવો રીવાજ ઘણું કરીને
રજવાડામાં છે. પણ જો કોઇ નથી આપતો, તો તે બહુ-
રૂપી બીજા રજવાડામાં જઇ ભાટ ચારણની પેઠે તે રા-
જાની નિંદા કરેછે. તેથી રાજાને આબરૂની ખાતર આપ-
વાની જરૂર પડેછે. પણ હમેશાં મહાવરો હોવાને લીધે રા-
જા બહુરૂપીથી ભાગ્યેજ છેતરાયછે. એવી બાબતમાં તે બહુ
ચાલાકીથી પારખી કહાડેછે. કોઈ મૂર્ખ હોય તોજ છેતરાય.
બહુરૂપીમાં બહુરૂપ ધારણ કરતાં તથા છેતરતાં આ-
વડવાની યૂક્તિની જરૂર હોવાને લીધે આ જાતના ભીખારી
આપણા જોવામાં ઘણા આવતા નથી; રજવાડામાં તેઓ
જણાયછે ખરા. સાધારણ લોકોમાં જવલ્લેજ જોવામાં આ-
વેછે, કેમકે એ લોકોમાં તેમને રજવાડા જેવું મળતર હોતું
નથી. બહુરૂપી બાયલા જેવા જણાયછે.

આપણા ગૂજરાતના ભીખારીઓમાં મૂખ્ય ભાગ હિંદુ

ભીખારીઓનો છે. જે ભાગનું વર્ણન પૂરૂં કરતાં મારે કહેવું જોઈએ કે ઉપર લખેલા વર્ણનમાં પણ બધી જાતના હિંદુ ભીખારીઓ નહિ આવ્યા હોય. વખતે કોઈ અજાણતાં રહી ગયો હશે. તોપણ મૂખ્યત્વે જે હિંદુ ભીખારીઓની જાત મારા જાણવામાં આવીછે, તે સઘળી ઉપર બતાવીછે.

---

## પ્રકરણ ૨ જું.

## મુસલમાન ભીખારીઓ.

૧. મુસલમાનોનું રાજ હિંદુસ્તાનમાં થયું તે પેહેલાં મુસલમાન લોકો હિંદુસ્તાનમાં જાથુ વસ્યા નહોતા. મુસલમાની રાજ થયા પછી તેઓ મુકામ કરી રહેવા લાગ્યા. તેમના વસતા પેહેલાં ને તેમના જૂલમ પેહેલાં હિંદુસ્તાનમાં બ્રાહ્મણ, સાધુ ને ભાટ ચારણ વિના બીજા ઘણાજ થોડા ભીખારીઓ હતા. મુસલમાનોની લૂટથી, તેમના જૂલમથી ને તેમના જુલમી વેરાથી હિંદુઓ પાયમાલ થઇ ગયા ને ઘણા તો ભીખારીઓ બની ગયા; જેથી હિંદુ ભીખારીઓ ઠામ ઠામ પસરી ગયા. મુસલમાનો હિંદુસ્તાનમાં વસવા લાગ્યા ને જ્યારે તેમનું રાજ આ દેશમાં સ્થપાયું ત્યારે તેઓ ભીખારી નહોતા. તેઓ લડવૈયા ને રાજ વિધા પ્રકરણમાં ભાગ લેનારા હતા. તેઓમાંના કેટલાક લૂટીને કે બીજે જુલમ કરીને ગુજરાન ચલાવતા હતા. મુસલમાનો

ઉપરની હિંદુઓની દાદ કે ફરિયાદ સાંભળનાર અકબર જેવા ઘણા પાદશાહો દીલ્લીની ગાદી ઉપર થયા નથી. પણ જેમ જેમ તેઓની સંખ્યા વધતી ગઇ, અને મરાઠા અને પ-છીથી અંગ્રેજી રાજની ચઢતીની સાથે મુસલમાનોની પડતી થતી ગઈ તેમ તેમ તેમનો જૂલમ ઓછો થતો ગયો; ને ધીમે ધીમે તેમનો જૂલમ મૂળમાંથી જતો રહેવા માંડયો. એટલે મુસલમાનો ગરીબ અવસ્થાએ પહોંચવા લાગ્યા. મી-આંભાઇ પૈસો સંગ્રહ કરી જાણે નહિ, સંગ્રહ કરેલો નહિ, ને કમાયા કે લૂટમાં મેળવ્યું તે મોજમજામાં ખરચી દી-ધું, તથા "મળ્યા ત્યારે મીર નહિ તો ફકીર" એ કહેવત પ્રમાણે કીધું, તેથી તેમના રાજની પડતીના વખતની સા-થે તેમને ફકીર જેવા ભીખારી થવાનો વારો આવ્યો. તે-ઓ ભૂખે મરવા લાગ્યા ત્યારે તેમનાં ટોળેટોળાં ઘેરઘેર ફરવા લાગ્યાં. મુસલમાની રાજના વારામાં એ લોકોમાં માત્ર ફકીરજ ભીખારીના વર્ગમાં હતા. હિંદુઓમાં વેરાગી તેવી મુસલમાનોમાં ફકીરની જાત છે; પણ મુસલમાનોની પડતી પછી ઘણી જાતના મુસલમાન ભીખારીઓ થયા. આપણમાં કહેવત છે કે "ચોરીનું ચંડાળે જાય ને પાપી હાથ ઘસતો જાય" એ કાંઈ ખોટું નથી. મફતનો માલ પ-ચે-ટકે નહીં. મુસલમાની રાજમાં જૂલમ કરીને તેમણે હરામનો જે પૈસો એકઠો કર્યો હતો, તે પૈસો શી રીતે ટકે ? મફતના મળેલા પૈસા મોજશોખમાં ને ચેનબાજી-

માં ઉડાવે તેમાં શી નવાઇ? એ હરામના મળેલા પૈસા આફતની વખતે કામ લાગતા સૂધી કેમ ચાલે? પૈસાની આગળ જરૂર પડશે, કદાપિ આવું જૂલમી ટટ્ટુ હમેશાં ચાલ્યું કે ન ચાલ્યું તો પૈસા જોઈએ માટે સંગ્રહ કરો, એવું તરત બુદ્ધિઆ તુર્ક લોકના મનમાં ક્યાંથી આવે? જાતે ગરીબ હોય તોપણ પૈસો કમાય ને પૈસો ખરચે એવી મુસલમાનની જાત છે.

અસલના વારામાં એ લોકોનો એવો સ્વભાવ હોય કે નહિ તેતો કોણ જાણે, પણ ઘણુંકરીને તેમને હરામના પૈસા હિંદુસ્તાનમાં મળવા લાગ્યા ત્યારથી એ સ્વભાવ વૃદ્ધિ પામ્યો. એક આનો કમાય તો પણ દમડીનું શાક, દમડીનું ઘી, દમડીનાં પાન, અરધી દમડીનું તેલ, એવું લેઇ ખાનારા હોયછે. પાન ખાઇને મોં લાલ કર્યા વિના તો ચાલેજ નહિ. મરદની સાથે સ્ત્રીઓને પણ પાન જોઈએ. પાનની સાથે તમાકુનો હુકો પણ ખરોજ. મરદ ને સ્ત્રી બંનેને હુકો ગગડાવવો પણ જોઈએ. "કમ જોર ગુસ્સા બોત" એવું કામ એ જાતનુંછે, "થોડી કમાઈ ને ડમાક ઘણો" જ્યાંસૂધી રાજનું જોર ચાલ્યું ત્યાં સૂધી નોકરી કરીને તથા જૂલમ કરીને ગુજરાન ચલાવ્યું. પણ તે વખત ગયો, તે શૂર ને ઝનુન ગયું. એટલે કેટલાક મુસલમાનો જેમને ભીખતાં શરમ લાગી તેઓ ખેતીવાડીએ વળગ્યા; કેટલાક સિપાઇગીરી કરવા લાગ્યા. વોહોરા, મેહેમણ, વગેરે જેવા મુસલ-

માન થએલા હિંદુ, તેમનો અસલનો ધંધો કરવા લાગ્યા. પણ કેટલાક જેમનાં અસલથીજ હરામનાં હાડકાં હતાં ને તેમને "મફતનું ખાવું અને મસીદે સૂવું પસંદ હતું, તેમણે ભીખ માગવી શરૂ કરી. જ્યાં મુસલમાની રાજ્યની રાજધાની હતી, જ્યાં મુસલમાની દોર ને જૂલમ ઝાઝા હતા, જ્યાં લૂંટીને કે અમે તમે કર્યાથી મફતનું ખાવાનું મળતું હતું, ત્યાં મુસલમાનો જથાબંધ એકઠા થયા હતા. જુવો અમદાવાદ, સુરત, ખંભાત ને જુનાગઢમાં મુસલમાનો કેટલા જથાબંધ છે. જે ઠેકાણે હિંદુરાજ્ય હતાં, જ્યાં તેમનો જૂલમ ઝાઝો ચાલે તેવું નહોતું ને મફતનું ખાવાનું મળે તેવું નહોતું, ત્યાં મુસલમાનોની વસ્તી ઘણીજ થોડી હતી. જુવો વડોદરા, ભાવનગર ને નવાનગર. જ્યાં મુસલમાનોની વસ્તી વધારે હતી ત્યાં મુસલમાન ભીખારીઓ વધારેછે. તેમની જ્યાં રાજધાની હતી ત્યાં પણ વધારેછે, કેમકે ત્યાં મુસલમાનોની ચઢતીમાં તેમને મફતનું ખાવાનું ઘણું મળતું હતું. આજે તે બંધ થયું, પણ જેને હરામનું ખાવાની ટેવ પડી હોય, તેનાં હાડકાં કામ કરવામાં કેમ ચાલે? તેથી તેઓ ભીખ માગી હરામનું ખાવા લાગ્યા. અમદાવાદ, સુરત વગેરે ઠેકાણે મુસલમાન ભીખારીઓ એજ કારણથી વધારેછે. મુસલમાની રાજ્યમાં ત્યાં રાજધાનીઓ રહી એટલે તેમનો જૂલમ ત્યાં ઘણો ચાલતો, પણ આજે અંગ્રેજી રાજ્યમાં તેઓ બાપડા શું કરે? વડોદરામાં મુસલમાનોની

વસ્તી થોડી હોવાથી અમદાવાદ કરતાં મુસલમાન ભીખારીઓ થોડા છે. જે વસ્તી છે તેમને પણ હરામનું ખાવાની ટેવ પડેલી નહિ, તેથી તેઓ મેહેનત કરી ગુજરાન ચલાવનારા છે એટલે તેમાંથી ઘણા ભીખારીઓ ક્યાંથી થએલા હોય?

૨. સાંજ પડે "માબાપ કોઇ આપો" એવી બૂમ મારતી ઘણી મુસલમાન ડોશીઓ, છોકરાં સાથે જોવામાં આવેછે. કોઇ તો હાથમાં લાકડી લેઈ, છોકરાં પાસે દોરાવીને આંધળી ( પછી ખરી કે ખોટી ) થઇ આવેછે. કોઇ કોઇ મુસલમાન મરદો પણ એ રીતે ભીખતા જણાયછે, પણ મરદ કરતાં સ્ત્રીઓ ને તેમાં પણ ડોશીઓ વધારે હોયછે. કોઇ લૂલી, કોઇ લગડી, કોઈ આંધળી, કોઇ બેહેરી, કોઇ મુંગી કે છેવટે કોઈ બધી વાતે અપંગ દોરાઇને કે ટેકાઈને ધીમે ધીમે ભીખવાની બૂમ મારતી શેરીએ શેરીએ ને ચકલે ચકલે જણાયછે. મુસલમાન લોકોમાંજ તેઓ ભીખ માગેછે એમ કાંઇ નથી. હિંદુ અને પારસી કોઇને એ લોકો છોડતા નથી. હિંદુઓ દયાળુ વધારેછે, તેથી જે લોકોએ તેમના ઉપર ઘણોજ જૂલમ કરેલો, તેજ લોકોના વંશજ આવી દયાપાત્ર સ્થિતિમાં આવેલા જોઈ તેઓ કરૂણા લાવીને તેમને ખાવાનું આપેછે, ને કોઇ કોઇ તો કેટલાક ઘણાજ દરદીને હમેશાં ખાવાનું આપેછે. એવી ડોશીઓ ભીખવાને માટે દિવસ કરતાં રાત્રે ઘણી આવેછે.

એ જાતના મુસલમાન ભીખારીઓ છોકરાં છૈયાં સા-

થે અમદાવાદમાં ત્રણ દરવાજા આગળ ટોળે ટોળાં વળીને બેસેછે, ને જે ગૃહસ્થ જાય તેની આગળ દયા આવે એવી વાણીથી ભીખ માગેછે, તેથી કોઇ કોઈ દયા લાવી પાઇ પૈસો ફેંકતા જાયછે. એ વિના પણ કેટલાંક લૂલાં લંગડાં ને આંધળાં બહેરાં ધોરી રસ્તા ઉપર બેશીને, જે જે માણસો જાય તેમની આગળ એવી કરૂણા ભરેલી નમ્રવાણી બોલે છે ને ભીખ માગેછે; આથી રસ્તે જનારને દયા ઉપજે છે ને પાઈ પૈસો આપે છે. મુસલમાન ભીખારીઓમાં ખરા ભીખારીઓ આ લોકો છે. વળી કેટલાક મુસલમાન ભીખારીઓ કે ફકિરો દુકાને દુકાને "અલ્લા એક બદામ" એવી બૂમો પાડી પાઈ પાઇ કે બદામ ઉઘરાવી ભીખ માગી પોતાનું ગૂજરાન ચલાવેછે.

૩. મોટા ધોરી રસ્તા ઉપર કે ઘણુંકરીને મુસલમાનવાડામાં હિંદુ સાધુઓના જેવા મુસલમાન સાધુઓ ટેલ નાંખી ભીખ માગતા જણાયછે, તેમને ફકિર કહેછે. હિંદુ સાધુ અને મુસલમાન ફકિર એ બે એકજ જાતના છે. સાધુઓનો મઠ ને ફકિરનો તકીઓ એ તેમનાં રહેવાનાં ઠેકાણાં છે. ફકિરના રહેવાના ઠેકાણાને તકીઓ કહેછે. ચલમના બહાર ઉડાવવામાં સાધુઓથી ફકીરો કાંઇ ઉતરે એવા નથી. સાધુઓની પેઠેજ તેઓ ઢોંગી ને ભીખ માગનારા છે. તેમણે પણ સાધુઓની પેઠે સંસારત્યાગ કરેલો હોયછે. સાધુઓના કરતાં તેમનામાં કાંઇ નીતિનો ભંગ ઓછો નથી. તેઓમાં પણ અની-

તવાનિ ઘણા હોયછે. એ ફકિરો તકીયા સિવાય મસીદમાં પણ ઘણીવાર પડી રહેછે. જેમ કોઈ દેવસ્થાનમાં સૂવાને કોઈ સાધુને મના નથી, તેમ મસીદમાં સૂવાને કોઈ ફકરિને મના નથી. દહાડે તથા રાત્રે લગભગ આઠ નવ વાગતાં સૂધી ભીખ માગી ખાઈ રાત્રે મસીદમાં કે, તકીયામાં જઇસૂઇ રહેછે. હિંદુ સાધુઓની પેઠે કેટલાક ફકિરો પોતાનું રહેવાનું અમુક ઠેકાણું મસીદ કે તકીઓ પસંદ કરી ત્યાંજ રહેછે, ને સાધુઓની પેઠેજ મુસલમાન લોકોએ પણ તેમનું ગુજરાન ચાલવાને કાંઇ સાધન કરી આપેલું હોયછે તે વડે ગુજરાન ચલાવેછે. હિંદુઓમાં જેમ સાધુ, ભટ કે બ્રાહ્મણ ત્રાગું કરવાની બીહીક આપી કે વખતે ખરેખરૂં ત્રાગું કરીને ધુતી લેતા, તેમ ફકિરોમાં પણ તેવોજ રિવાજ હતો. ગળામાં કટારી કે ફાંસો ઘાલી મરવું તેને ત્રાગું કહેછે. ફકિરો તેમ ત્રાગું કરી મરતા નહિ પણ બીજી જાતનો જૂલમ કરતા; ને બ્રાહ્મણ કે સાધુની પેઠે શાપ દેવાનું કહી બીહીવડાવતા, ને શાપ દેતા. તેઓ શ્રાપ દે તે ખરો પડતો એવું માની લોકો તેના ઘણા દાખલા બતાવેછે. "પટ્ટણ સો દટ્ટણ" કહી પાટણ ડાટી દીધું; તથા તેઓ સુરતની પડતી, અને ચાંપાનેર ને વલ્લભીપુરનું ભાગવું પણ કોઇ સાધુના શ્રાપથી થયુંછે એમ હિંદુઓ માનેછે. તેજ પ્રમાણે ફકિરો શાપ દે તો ઘણુંજ ખોટું થાય, એવું મુસલ્લમાનો માનેછે; તેથી મુસલમાનો ફકિરની બીહીક બહુ રાખેછે; ને તેથીજ જેમ હિં-

દુઓ સાધુઓને છેડતા નથી તેમ મુસલમાનો ફકિરોને છે-
ડતા નથી. આ કારણથી ફકિરો સાધુઓની પેઠે અલમસ્ત
હોયછે. મતલબ કે ફકિરો બિલકુલ સાધુઓની સાથે મળ-
તા આવેછે.

૪. કેટલાક મુસલમાનો પગમાં, ગળામાં કે આંખમાં
સોયો મારેછે. તે સોયા લાંબા ને કડીઓવાળા હોયછે-તે-
માં કડીઆળા ખીલા ભેરવેલા હોયછે. તેમનામાં જેમ પીર
આવ્યા હોય તેવો ઢોંગ કરેછે ને જણાવેછે કે પીરના આશ-
રાથી તે સોયો તેમને વાગતો નથી. તાબુતના દહાડામાં કેટ-
લાક ઝનુનમાં કે ઢોંગથી કરેછે તે કાંઇ ભીખવાને માટે ન-
હીં પણ ખુશીથી કરેછે. પણ એવા સોયાવાળા આડે દહા-
ડે તો ભીખવાને માટેજ તેમ કરેછે. કેટલાક જાદુગરનો ઢોં-
ગ કરનારા મુસલમાન હોયછે. આંખમાંથી ડોળો બહાર ક-
હાડી બતાવી ફરીને પાછો આંખમાં જેમનો તેમ ગોઠવેછે.
આવો ખેલ અમદાવાદની હીમાભાઇ ઇન્સ્ટિટયુટમાં મેં નજ-
રો નજર જોયોછે, પણ તેમાં ખરાપણું કાંઇ જોવામાં આ-
વતું નથી. રાત્રે ખેલ કરવામાં આવ્યો હતો તેથી, તેની ખે-
લ કરવાની ચતુરાઇને ઝડપથી, ડોળો બહાર કહાડી આંખ
દાબી રાખ્યાથી, તથા ડોળો પાછો મૂકતી વખતે પણ આં-
ખ દાબી રાખેલી હોવાથી એ ખેલનું ખરાપણું કાંઇ માલ-
મ પડયું નહીં. એ મીયાં એટલે સૂધી કહેતા હતા કે તે
પોતે માથું કાપી જૂદું મૂકી પાછું તે ધડની સાથે સાંધી લે-

ઇ શકેછે. શસ્ત્રવિદ્યાના જોરને આધારે આ મીયાં જો બો-લતા હોત તો તે કાંઇ પણ માનવા લાયક થાય પણ એ-મની આ સઘળી ડફાંસ જાદુવિદ્યાનાજોર ઉપર હતી, અને તેથી એ મીયાં ઉપરથી બિલકુલ ભરોંસો ઊઠી જાય-છે. અલબત એ ખેલ કરવામાં મીયાંની ચતુરાઇ ખરી પણ તેનામાં હિંદુ જાદુગરો કરતાં વધારે ઝડપ, હોશિયારી કે ચતુરાઈ નહોતી. જેમ હિંદુ જાદુગરોએ ઢોંગથી કમાઈ ખાવાની યુક્તિઓ કહાડીછે, તેમ આ જાદુગરોએ પણ ક-માવાનો ઢોંગ ખોળી કહાડેલો માલમ પડેછે. એ લોકો જા-દુગર ભીખારી ગણાય એમાં તો લગારે શક નથી. જ્યાં ત્યાં હિંદુ ભીખારીઓની પેઠે મુસલમાન ભીખારીઓએ ક-માઈ ખાવાના અનેક રસ્તા શોધી કહાડેલા છે. વસ્તીનાં પ્ર-માણમાં દેશની વધારે કંગાલિયત ને દરિદ્રતા બતાવનારા હિં-દુઓ કરતાં મુસલમાન ભીખારીઓ વધારેછે.

---

## પ્રકરણ ૩ જું.

## પરચૂરણ ભીખારીઓ.

હિંદુ અને મુસલમાન વિના બીજી ઘણી જાતના લોકો તરેહ તરેહના ઉપાયોથી ભીખ માગનારા આ દેશમાં જોવામાં આવેછે. તેમાં મુખ્ય શિખ, સીધી ને કેદીનો ઢોંગ કરનારા એ તેમનું વર્ણન અનુક્રમે આ નીચે આપ્યુંછે.

## ૧. શિખ લોકો.

૧. નાનકશાહે હિંદુ અને મુસલમાન બંનેને એક કરવાને પંદરમા સૈકડામાં એક નવો ધર્મ કહાડયો, તે એવા ઇરાદાથી કે ધર્મને લીધે હિંદુઓ અને મુસલમાનો લઢી મરેછે તેમ થાય નહીં. કબીરનો પ્રયત્ન પણ એવીજ જાતનો હતો. નાનકશાહે જયારે એ ધર્મ સ્થાપ્યો ત્યારે તેનો ઈરાદો ઘણોજ ઉત્તમ હતો એમ કહેવાય; પણ પાછળથી નાનકની ગાદીએ દશમો ગુરૂ ગોવિંદ થયો તેણે એના પંથના લોકોને સોળમા સૈકડામાં હથીઆર બાંધવાને ફરમાવ્યું, એટલે તેઓ લઢવૈયા થયા ને આગળ જતાં એ લોકોએ પંજાબનું મોટું રાજ્ય મેળવ્યું. એમના રાજ્યના વખતમાં એ લોકો શૂરા ને બહાદુર ગણાતા હતા. તેઓ મુસલમાનો કરતાં જૂલમ કરવામાં પછાત પડે એવા ભાગ્યેજ ગણાય. કેમકે જેમ મુસલમાનો મુસલમાની ધર્મના ઝનુની હતા તેમ તેઓ તેમના ધર્મના અભિમાની હતા. પણ તેમના ધર્મનાં મૂળતત્વો મુસલમાન અને હિંદુ બંનેને એક કરવાનાં હતાં. તેમની સત્તા ઘણી મુદત ચાલી ને તે વખતમાં તેમનો અમલ સારી પેઠે જામી ગયો. સને ૧૮૩૯ માં તેમના પ્રખ્યાત રાજા રણજીતસિંગનું મરણ થયા પછી તેમને અંગ્રેજો સાથે અણબનાવ થયાથી બંને વચ્ચે લઢાઇ સળગી. તેમાં શિખ લોકોએ સન ૧૮૪૯ માં પંજાબનું મોટું રાજ્ય ખોયું, ત્યારે લઢવૈયા શિખ લોકોને ગુજરાન ચલાવવાનો કાંઇ રસ્તો સુઝયો નહીં.

તેમનામાંથી ઘણાએકને અંગ્રેજી લશ્કરમાં ચાકરી કરવી પ-
સંદ પડી નહીં તેથી તેઓ ભીખ માગી ગુજરાન ચલા-
વવા લાગ્યા. એમના રાજ્યના વખતમાં પણ કેટલાક તો
ભીખ માગતાજ હતા, અને રાજ્ય ગયા પછી તે સંખ્યામાં
વધારે વધારે ઉમેરો થતો ચાલ્યો. તેમણે રાજ્ય ખોયા પછી
તેઓ દાંડીઆ લેઇ કૂટવા લાગ્યા; તે ઉપરથી આપણામાં
ઘણુંકરીને પૈસે ટકે પાયમાલ થયા ત્યારે "દાંડીયા કૂટો"
એમ કહેવાની કહેવત નીકળી હશે. શિખ લોકો બે સીસ-
મના જાડા આંકણી જેવા ટૂંકા દાંડિયા લેઇ દુકાને દુકાને
વગાડીને પૈસા ઉઘરાવેછે. જે દુકાન આગળ ઊભા રહેછે
તે દુકાન આગળથી જાણે તેમના બાપદાદાઓને હકજ ક-
રી આપ્યો હોય તેમ પૈસો લેછે ત્યારેજ ખસેછે. દુકાન-
દાર જો પૈસો ન આપે તો ભરબજાર વચ્ચે ગાળો અને તુચ્છ-
કારથી તેની આબરૂના કાંકરા કરી નાંખેછે. તેથી દુકાનદારને
આપવાની ફરજ પડેછે. કેટલાક દાંડીઆ લેઈને ફરતા ન-
થી, પણ દુકાને દુકાને ઊંધેમાથે સૂઈને ઊભા રહેછે, અને
ન આપે તો ગાળો દેઇને તથા દાંડીઆવાળાની પેઠેજ હઠ
કરી દુકાને દુકાનેથી પૈસો ઉઘરાવેછે. કેટલાક તો હાથમાં
ચાબક લેઈને પગમાં મારેછે, ને ઉપલાઓની પેઠેજ હક
પ્રમાણે દુકાને દુકાનેથી પૈસો ઉઘરાવેછે. કેટલાક શિખ લો-
કો દાંડીઆ વગાડીને પણ ભીખ માગેછે. જો ન આપે
તો ગાળો દેછે, એટલે બજારમાંના લોકોની ત્યાં આગળ

જોવાને સારૂ ભીડ થાયછે; એટલે દુકાનદારની ખરીદી અ-
ટકેછે, તેથી દુકાનદારને પૈસો આપી તેને વિદાય કરવાની
જરૂર પડેછે. કોઈ તો ચામડાનો પટો ગળામાં ઘાલી જ-
મીન ઉપર સૂઈ જઈ પૈસો આપતા સૂધી જમીન ઉપર ત-
રફડેછે. કેટલાક શિખ દોરીવાળા કહેવાયછે. તેઓ એક લાં-
બી દોરી લેઈ કેટલીક દુકાનની આગળ તે દોરી લાંબી ક-
રેછે. તેની લંબાઇમાં જેટલી દુકાનો આવેછે, તે સરવે દુ-
કાનોવાળા પાસેથી પૈસા ઉઘરાવી બીજી દુકાનો આગળ વ-
ળી તેજ પ્રમાણે કરેછે. જો કોઇ ના કહે તો દોરીનો ગા-
ળો કરી ગળામાં પરોવી લટકવાની બીહીક આપેછે, તેથી
દુકાનદાર બીહીને તેને પૈસો આપેછે. આ પ્રમાણે અનેક
યુક્તિઓ કરી ભીખવાના રસ્તા તેમણે સોધી કહાડયાછે.
ઉપર કહ્યા તે વિના પણ ઘણી જાતનાં ફેલ ફીતુર કરી
શિખ લોકો દુકાને દુકાનેથી પૈસો પૈસો ઉઘરાવી ગુજરાન
ચલાવનારા ઘણા છે.

## ૨. હબસી અથવા સીદી લોકો.

આ લોકો આબીસીનીઆ વગેરે આફ્રિકાના દેશો-
માંથી આવેલા હશે, એવું ધારવામાં આવેછે. આબીસી-
નીઆ હિંદુસ્તાનથી ઘણું દૂર છતાં, તથા આસપાસ બી-
જા ઘણા દેશો છતાં, આટલે બધે દૂર શાથી આવ્યા હશે
તે સમજાતું નથી. ઘણુંકરીને વેપાર તથા પૈસાની બાબ-
તમાં હિંદુસ્તાનની દેશે દેશ ફેલાયલી કીર્તિએ તેમને આ-

ટલે દૂર સુધી આણ્યા હશે; અને તેજ પ્રમાણે અરબસ્તા-
નથી આરબ લોકો પણ આવ્યા હશે. તેમ નહીંતો કદા-
પિ ઇરાન અને અફ્ઘાનીસ્તાનથી મુસલમાન લોકો આવ્યા
તેમની સાથે આવ્યા હશે એમ જણાયછે. પ્રથમ એ લોકો
સીપાઇગીરી કરનારા હશે, પણ પાછળથી દરિદ્રતાએ તેમને
આ સ્થિતિમાં આણેલા સંભવે છે. જંજીરા તથા જાફરાબા-
દનાં રાજ્ય આ જાતના લોકોનાં ઈયાને સીદી લોકોનાંછે, અ-
ને એ રાજાના સંબંધને લીધે એ લોકો આ દેશમાં વધારે વ-
સેલા હોય એમ માનવાનું કારણ છે. એ લોકો ઘણા વિશ્વા-
સુ ને ઇમાની છે. જ્યારે લોકોનું ગુજરાન સીપાઇગીરીમાં ન-
હીં ચાલ્યું હોય અથવા તેમને સીપાઇગીરી નહીં મળી હો-
ય ત્યારે પેટે તેમને ભીખવાની ફરજ પાડી હશે. વિશ્વાસને
ઇમાનના કામમાં એ લોકો આરબ લોકોથી કાંઇ ઉતરે તે-
વા નથી, પણ લઢાઇના કામમાં તેઓ આરબ લોકોથી ઉ-
તરતા છે. આબીસીનીઆ જો કે આજસૂધી વગર જીતાય-
લોછે. (અંગ્રેજોએ ફકત ૧૮૬૭ માં તેઓના રાજાથી ઓડાર
ઉપર જીત મેળવી અને એવીજ જીત પ્રાચીન કાળમાં સે-
સોસ્ત્રીસ જેવાએ મેળવી હશે, તોપણ ત્યાં કોઈ પરદેશીએ
આજ પર્યંત રાજ્ય કર્યું નથી) એટલે તેઓના સ્વદેશી, આ-
રઓથી પરાક્રમમાં કે સ્વતંત્રતામાં કાંઇ ઉતરે તેવા નથી.
તોપણ આ દેશમાં તેઓનું શૂરાતન તેવુંજ રહ્યું નથી. તેઓ
સાલસ ને નીમકહલાલ છે. ભીખવામાં પણ એ લોકો શિ-

ખ લોકો જેવા હઠીલા નથી. તેઓ કેટલીકવાર સ્ત્રીઓ સાથે અને કેટલીકવાર સ્ત્રીઓ વિના હાથમાં ડૂગડુગીઆ જેવું કે ડુંડી જેવું વગાડવાનું લેઇ વગાડી ભીખ માગેછે. તેઓ ઘણું-કરીને દુકાને દુકાને અને ઘેરઘેર ભટકેછે. કેટલાક તંબુરા જેવું વગાડીને ભીખ માગેછે ને ગુજરાન ચલાવેછે. આ ભીં-ખ માગનારા સીધી લોકોનો મૂળદેશ આબીસીનીયા, કે હો-ટેંટૅાટ અગર ગીની કે આફ્રિકાનો માંહેલો ભાગ જ્યાંથી ગુ-લામો પકડી લાવવામાં આવેછે તે દેશ, એ નક્કી માલૂમ પડતું નથી. કેમકે તેઓ જાતે કાંઈ નવા આવેલા નથી પ-ણ આ દેશની પેદાશના છે. પણ એટલું તો ખરૂં કે તેઓ અસલ આફ્રિકાના કોઈ દેશમાંથી આવેલા હશે; પછી તે-ઓ એકજ ફલાણા દેશના છે કે જૂદા જૂદા દેશોમાંથી થો-ડા થોડા આવેલાછે એની બારીકીથી તપાસ કરવાનું ઘણું મુશ્કેલ કામ આ બાબતનું નથી. તે કામ તો એ લોકો એકલાજ વિષે રસાલો લખનારાનું છે.

## ૩ કેદીનો ઢોંગ કરનારા.

આ લોકો શિખ લોકો જેવા જૂલમી ભીખારી નથી. પણ લોકોને છેતરીને ભીખ માગનારા છે. તેઓ જાણે કેદી હોય તેમ ગળામાં કે પગમાં સાંકળ ઘાલેછે, ને તેમાં કોડી-ઓ પરોવી ગળામાં બાંધેછે, ને ભીખ માગેછે. તેઓ ખરે-ખરા કેદી નથી, અને ઘેર જાયછે ત્યારે પણ કેદીજ રહે-છે એમ નથી. તેઓ ઘરમાં કે મુકામપર છૂટા ફરેછે; ફ-

કત લોકોને છેતરી દયા ઉપજાવવાની ખાતર તેમણે આ ઉ-
પાય શોધી કહાડયો હોય એમ જણાયછે. તેઓ લોકોને
સમજાવેછે કે "અમે દ્રાવિડ, તૈલંગણ (કે એવા બીજા) દે-
શના રહેવાસી છીએ. અમે કરજદાર થઈ કેદમાં પડયા હ-
તા. ઘણી મુદત થઈ પણ છૂટકો થયો નહીં, ત્યારે અમે
કહ્યું કે ભીખ માગીને તમારૂં કરજ આપીશું માટે અમને
છોડો. તે પ્રમાણે કહ્યાથી અમને છોડયા માટે કેદી ર-
હી ભાખીને તેમનું કરજ પૂરૂં કરવાને અમે નીકળ્યા છી-
એ." આ બોલતી વખતે તેઓ પોતાનું મોં એવું દયામણું
કરેછે કે સામા માણસને દયા ઉપજ્યા વિના રહેતીજ નથી.
તેથી તે પોતાની શક્તિ પ્રમાણે પાઇ પૈસો આપેછે. તે લે-
ઇ વળી બીજા પાસે માગેછે. તેઓ એકેક નહીં પણ જથા-
બંધ આવેછે. કોઈ કોઇવાર એ લોકોના ટોળામાં સ્ત્રીઓ
અને છોકરાં પણ જોવામાં આવેછે. જેઓને ભૂગોળ માલૂમ
હોયછે તેઓ તેમના કહેલા ઈતિહાસપર વજન રાખતા ન-
થી; કેમકે એ લોકો જે મૂલકના રહેવાશી કહેછે તે મૂલક
અંગ્રેજી છે એવું તેઓને માલૂમ હોયછે. અંગ્રેજી કાયદો બધે
ઠેકાણે એક જાતનો હોયછે. અંગ્રેજી મૂલકમાં કેદીને ભીખ
માગી કરજથી છૂટો થવાને, એમના કહ્યા પ્રમાણે એ મુ-
જબ છૂટો મૂકવાનો-રિવાજ નથી. તેજ પ્રમાણે દેશી રા-
જ્યમાં ઘણુંકરીને કોઇ ઠેકાણે હાલમાં એવો રિવાજ નથી;
ને કદાપિ હોય તોપણ સીપાઇની ચોકી વિના તેમને એ

પ્રમાણે છૂટા મૂકેજ નહીં. કેમકે નાશી જાય અને પરમૂલકમાં જઈ રહે તેનો ઉપાય શો? વળી ગામમાં ભીખ માગવા નીકળે ત્યારે સાંકળ કે બેડી ઘાલે ને ઘેર છૂટા ફરે તેની મતલબ શી! જ્યારે તેમને ભીખીને કરજથી મુક્ત થવાને છૂટા મૂકે ત્યારે તેમને નામની બેડી ઘાલ્યાથી ફાયદો શો? આ બધા ઉપર વિચાર કરતાં સાફ માલૂમ પડે છે કે એ બધો તેમનો ઢોંગ છે એટલુંજ નહીં, પણ તેમણે બીજાઓની પેઠે ગુજરાન ચલાવવાની આ એક યુક્તિ શોધી કહાડીછે, એમ સાફ સમજાયછે.

## ૪. ઢેડ ભીખારી.

જ્યારે ગૃહણ થાયછે ત્યારે ઢેડનાં છોકરાં છૈયાં તથા મરદ અને સ્ત્રીઓ ઘેરેઘેર ભીખવા નીકળેછે; ને ગૃહણ છૂટયું એ પુન્યનું કામ થયું—પુન્ય કરે તો ગૃહણ છૂટેછે એમ જાણી કેટલાક ભીખ આપેછે. ગૃહણ એટલે શું. એ જેઓ જાણુતા નથી; તથા ગૃહણ છૂટે એમાં પુન્ય શું અને નહીં છૂટે તેમાં પાપ શું, એની જેઓને સમજણ નથી તેવા વેહેમીઓ વેહેમની ખાતર ભીખ આપેછે. સૂરજ અને ચંદ્રની વચ્ચે પૃથ્વી આવ્યાથી સૂર્યનું અજવાળું પૃથ્વી ઉપર પડતાં ચંદ્ર અટકાવે, તેથી સૂર્ય પૃથ્વી ઉપરના લોકોને ન દેખાય ત્યારે સૂર્યગૃહણ થાય. તેમાં પાપ શું થાયછે કે તેમાંથી મુક્ત થવાને પુન્ય કરવું! વળી અહીંઆં પુન્ય કર્યાથી સૂર્ય ચદ્ર ઉપર શી અસર થવાની! ભીખ આપવામાં પુન્ય

કરવામાં પાપ થાયછે એમ કહેવાની મારી મતલબ નથી, પણ તેમાં પુન્ય નથી અથવા પુન્ય કરવાનો રસ્તો તે નથી એમ કહેવાની મારી મતલબ છે. વેહેમી લોકોને ઠગવાને કોઇ જોષીએ એ રસ્તો કહાડયો હોય એમ જણાયછે.

જ્યારે નાતમાં જમેછે ત્યારે ઘણુંકરીને ગૂજરાતના દરેક નાના કે મોટા ગામમાં અને તેમાં વિશેષેકરીને અમદાવાદમાં ઢેડીઆ પડેછે. અમદાવાદમાં ઢેડ પડવાથી કોઇ પણ નાતમાં કોઇ ભાત બરાબર ખાઈ શકતું નથી. ઢેડની સાથે વાઘરી અને રાવળીઆ વગેરે જેવા લોકો પણ ભળેલા હોયછે, એટલે તે લોકો પણ જમી રહ્યા પછી પત્રાળામાંથી વધેલું વીણી લેવા જેમ ધાડ પડે તેમ પડેછે. અને તે પછી પણ કેટલાક ઊભા રહી ભીખ માગેછે.

જેમ બ્રાહ્મણોમાં કેટલાક પાઘડીમાં ટીપણું ઘાલી ધન, મકર, કુંભ કરી ગ્રહ, રાશી વગેરે કહી ભોળા લોકોને ભોળવી ભીખ માગેછે, ને લોકોને છેતરી જાયછે, તેમ ઢેડોમાં એવી તરેહના તેમના ગોર ભીખારી છે તેમને ગરોડા કહેછે. બ્રાહ્મણની પેઠે ગરોડા પણ જનોઈ ઘાલેછે, ને તેઓ ટીપણું લેઇ ઢેડ એકલાજ નહીં પણ બીજા લોકોમાં તેમાં વિશેષે ભોળા હિંદુ લોકોમાં ધન, મકર કરી ભીખ માગેછે. તેઓ પણ એવી જાતના બ્રાહ્મણ ભીખારી જેટલાજ ઠગારા છે.

મુસલમાની રાજ્યના વારામાં શેહેરોમાં રાત્રે ચોરો ઘરમાં પેસી ચોરી ન જાય, તે માટે સુરત વગેરે ઠેકાણે દ-

રેક મો'લ્લા કે શેરીમાં ઢંઢેરીઆ રાખેલા હોયછે. તેઓ પો-
તાની શેરીમાં દાંડી વગાડી લોકોને જગાડેછે. બાર વાગ્યા
પછી તેઓ દાંડી વગાડવી શરૂ કરેછે તે ચાર વાગ્યા સૂધી.
એ ચાર કલાકમાં ઘણુંકરીને તેઓ ત્રણવાર કે ચારવાર
ઘેરઘેર "જાગજો; બે વાગ્યાછે; રણછોડદાસ જાગજો, ચાર
વાગ્યા;" એવી બૂમો પાડતા સૌને જગાડતા ફરેછે. એ દું-
ડી વગાડેછે, માટે એને દૂંડીઓ કહેછે. મુગલાઇ રાજ્યમાં
ચોરીની દેહેશત વધારે ને ચોકી પેહેરાનો બરાબર બંદોબ-
સ્ત નહીં, તેથી દાંડીઆ લોકોને ચોકી કે પેહેરા દાખલ
શેરી કે મો'લ્લાના લોકોએ રાખેલા હોયછે. તેમને ખાવા વ-
ગેરે એ શેરીના લોકો આપેછે. તેઓ બિચારા દહાડે ઉંઘી
રાત્રે જાગેછે. એવા લોકોને ભીખારીના વર્ગમાં તો ન મૂકા-
ય, પણ શેરીમાં ઘેરઘેર જો કે પોતાની મેહેનતને બદલે
પણ કડકો કડકો ઉઘરાવી ખાવું, એ ભીખવાનુંજ કામ છે.

## ભાગ ૪ થો. સાધારણ વિચાર.

ઉપર પ્રમાણે હિંદુ, મુસલમાન, શિખ વગેરે અનેક
જાતના ભીખારીઓ, અનેક ઉપાયોથી અનેક રીતે ભીખ
માગેછે, તોપણ પારસી, વોહોરા અને એવી કેટલીક જાત-
ના લોકો બિલકુલ ભીખારી જણાતા નથી. તેઓમાં કોઇ
ગરીબ હોયછે તો તેમનું ગુજરાન તેમની જમાતના લોકો
ચલાવેછે, પણ તેઓ બીજા લોકોની પેઠે ભટકતા ભીખારી
જણાતા નથી. પારસીઓ પરદેશી પણ ઘણા વરસથી અ

પ્રાંતમાં આવી વસેલા છે. તેઓની સંખ્યા થોડી છે, તથા તેઓની જાત વેપારી ને ઉદ્યમી તથા કેળવાયલી હોવાથી ઘણુંકરીને તેમાં ગરીબ થોડા છે. સુરત ભણી કેટલાક પારસીઓ ખેતીવાડીનો ધંધો કરેછે, કેટલાક નોકરી અને કેટલાક વેપાર કરેછે, પણ તેઓમાં ભીખ માગનાર બીજાઓની પેઠે કોઇ નથી, તેથી તેમને ધન્ય છે. વોહોરા લોકો વેપારીજ છે. તેઓ અસલ હિંદુ, પણ મુસલમાનોના જૂલમી રાજ્યમાં તેઓ વટલીને મુસલમાન થએલાછે. પણ તેઓની સંખ્યા થોડીછે. તેઓની વસ્તી ને તેઓનું મૂળ ગૂજરાતમાંજ છે. પારસીઓની પેઠે એ જાતમાં પણ કોઈ ભીખારી નજરે આવતો નથી. હિંદુ લોકોમાં પણ કેટલીક જાતના લોકો ભીખારી નથી. વાણીઆ, કણબી અને રાજકર્ત્તાની જાત રજપૂત એ બિલકુલ ભીખારી નથી. ભૂખે મરી જતા હોય તોપણ ભીખ માગવાના નહીં. બ્રાહ્મણોમાં પણ ગૃહસ્થ નાગરો અને ખેડાવાળ તથા બીજી કેટલીક જાતના બ્રાહ્મણો તથા કાયસ્થ અને ક્ષત્રી વગેરે લોકો ભીખારી નથી. કેટલાક વિદ્વાન બ્રાહ્મણો જેઓ ભીખારી બ્રાહ્મણ જાતમાં જન્મેલા હોયછે તોપણ તેઓને ભીખ માગવી પસંદ નથી. હાલની કેળવણીએ એ અસર કરીછે, એટલુંજ નહીં પણ જૂના વિચારના વિદ્વાન બ્રાહ્મણો પણ બધા ભીખ માગવી પસંદ કરતા નથી. ભીખ માગવી એ અમારો ધર્મજ છે, એમ પુખ્ત વિચારના બ્રાહ્મણો કહેતા નથી.

જૂઓ પીજનો મોઢ બ્રાહ્મણ નરભેરામ ભક્ત જે કવિ હ-
તો ને થોડાજ વરસ ઉપર ગુજરી ગયોછે, તે બ્રાહ્મણ અને
ભીખ વિશે શું કહેછે.—

## છપ્પા.

કરજોડી કહું કૃષ્ણ, સાંભળો અક્ષર મારો;
મનુષ્ય દેહ દેઈ ભલે, શીદ બ્રાહ્મણ અવતાર્યો;
અણસમજુને એમ, જન્મ બ્રાહ્મણનો મોટો;
મુજને ભાસે એમ, જન્મ બ્રાહ્મણનો ખોટો;
જે જમે ઉધાર સાથે થયું, તેના ધરૂંછું શોકને;
કહે નરભો હાથ ધરી, સહુ સાધન સોંપ્યું લોકને. ૧.
કોઈ કહેશે એમ, હાથ તો શીદ ન ધરીએ;
હાથ ધર્યે જીવાય, નહીંતો પેટ ન ભરીએ;
ધરીએ નહીં જો હાથ, નવસ્ત્રાં કેમ ફરાય;
હાથ ધર્યા પરતાપ, ટાઢ તડકો તે જાય;
જે હાથ ધર્યા વણ મેહેનતે, જીવવું તે તો ઠીક છે.
જન નરભે તો નિશ્ચય કર્યું, હાથ ધર્યામાં ધિક્ક છે. ૨.
વગર મેહેનતે ખાય, પારકા માગી મેવા;
વગર મેહેનતે ખાય, હરાયા સાંઢો જેવા;
જીવે પારકું ખાઈ, એહ અવતાર ન સારો;
જોતો નથી વિચારી, લાભ લૂટાએ મારો;
જે માલ પારકો ખાઇને, મૂર્ખ હૈએ હરખાયછે;
કહે નરભો લાભ બધો ખુએ, નાગો શું લૂટાયછે. ૩.

ઊંચા કુળના મુસલમાનો પણ મજૂરી કરીને ગુજરાન ચલાવશે, પરંતુ ભીખ માગવાના નહીં. આ ઉપરથી સાર એજ નીકળેછે કે સારા ને પુખ્ત વિચારના માણસો પછી તે ગમે તે જાતના હોય, પણ ભીખ માગવાનું પસંદ કરશે નહીં; એતો હાડકાંના હરામ હશે તેજ પસંદ કરશે. સારા ને ટેકી માણસો કોઈની આગળ નમ્ર વચન બોલી, ગરીબડું મોં કરી કાલાવાલા કરી હાથ ધરવાનું કેમ પસંદ કરે? ભીખના જેવું નીચું કામ બીજું થોડુંજ છે. માટે ભીખતાં દરેક માણસે પોતાનો ટેક ને પોતાનો સ્વાભિમાન સાચવવાને માટે શરમાવું જોઈએ, એજ મારી વિનંતિ છે.

## મેહેનત એટલે શું? ભીખારી કોણ?

૨. ભીખારીની વ્યાખ્યા કરતાં અગાઉ ખરી મેહેનત તે કઈ એ વિચારવું જોઈએ. ભીખારી લોકો જે રીતે ભીખ માગેછે, તે મેહેનત છે કે નહીં એ વિચારવું પણ જરૂરનું છે. મેહેનત તેજ કે જે કામ કરવામાં શરીરને કસવું પડેછે. મગજને કસવું એ પણ તેવીજ મેહેનત છે. એટલે મેહેનત બે જાતની છે. મનની અને તનની. એ બંને જાતની મેહેનત બીજી ઘણીખરી બાબતોની પેઠે બે રસ્તે વાપરી શકાયછે. કોઈ ચોર ચોરી કરવામાં શરીર કસે, ને યુક્તિઓ કરી મનને કસે એ બંને પ્રકારની મેહેનત ખોટી છે. કેમકે તેનું ફળ આલોકમાં કે પરલોકમાં પણ બુરૂંજ થવાનું. જે મેહેનત ઈશ્વરી હૂકમ પ્રમાણે સારૂં ફળ

થશે એવું ધારીને કરે, તે મેહેનત ખરી છે. કોઈ વાર એમ બનેછે કે કોઇ કામ આપણે સારૂં જાણી કરીએ છીએ, તોપણ તેનું ફળ ફાયદાકારી થતું નથી. એમ દેખીતું ફળ ફાયદાકારી નથી હોતું પણ અંતે તેનું ફળ સારૂંજ થવાનું એમ જાણવું. છેવટ તેથી ફાયદો થાયછે, પછી આલોકમાં કે પર લોકમાં. સારાં કામ કરતાં સારૂં ફળ આ દુનિઆ-માં આપણને ન મળે તોપણ તેવાં કામમાં કરેલી મેહેનત કાંઇ બૂરી ન ગણાય. ચોરની મેહેનતની પેઠે કોઇ બ્રાહ્મણ ઘેરઘેર રખડી સવારથી સાંજ સૂધી મેહેનત કરી પેટ ભ-રવા જેટલું ભેગું કરે, એ મેહેનત તો ખરીજ, પણ બૂરી; કેમકે એ મહેનત ઇશ્વરી હુકમ ઇયાને સ્વાભાવિક નિયમ પ્રમાણે નથી. જેની મેહેનતનું ફળ કાંઈ થવાનું નહીં, પણ ઉલટું તેની મેહેનત બીજાની મેહેનતના ફળમાં ભાગ પાડે-છે. તેથી બ્રાહ્મણે ભીખીને એકઠું કરેલું અંન તેની મેહેનતનું ફળ ગણાય નહીં, પણ બીજાની મેહેનતના ફળમાં ભાગ પા-ડયો કહેવાય. એટલે તે ખરી મેહેનત પણ કેમ કહેવાય? આ ઉપરથી ભીખારીની વ્યાખ્યા એ થાય કે જેઓ ખુદર-તી નિયમ પ્રમાણે ખરી મેહેનત કરતા નથી, ને આપ ક-માઈનું ફળ ભોગવતા નથી અથવા આપ કમાઇથી પોતાનું ગુજરાન ચલાવતા નથી, તેઓ ભીખારી છે. આ ઉપરથી કોઈ સવાલ કરે કે દરેક માણસને બીજાની કમાઇનો ઉ-પભોગ કરવાની જરૂર પડેછે. ખેડુતને વણકરની, વણકરને

વેપારીની, વેપારીને ખેડુતની એમ દરેક જણને જૂદા જૂદા લોકોની મેહેનતના ફળનો ઉપભોગ કરવો પડેછે, તો તેથી શું તેઓ ભીખારી કહેવાય? ના. કેમકે તેઓ પોતાની મેહેનતનું ફળ આપીને તેને બદલે બીજાની મેહેનતનું ફળ લેછે, તો તે પણ તેનીજ મેહેનતનો બદલો છે. ખેડુત પાંગોઠાં પછાડીને દાણા પકવે ને તે આપીને કાપડીયાને ત્યાંથી કાપડ, કે મોચીને ત્યાંથી જોડા લે તો તે પણ તેનીજ મેહેનતનું ફળ છે, કેમકે પોતાની મેહેનતનું ફળ આપીને સામાની મેહેનતનું ફળ તે લેછે. ખેડુત મેહેનત ન કરે ને અનાજ નં પકવે, અને અનાજ કે પૈસા આપ્યા વિના પોતાના ઉપર દયા લવરાવી મોચીની પાસેથી મફ્ત જોડા લે તો તે ભીખ છે; જે દયા મોચીને લાવવી જોઇતી નહોતી અને જે ભીખ આપવી મોચીને યોગ્ય નહોતી. ખેડુત શરીરે આરોગ્ય અને મજબૂત છતાં બેસી રહી દયા લવરાવે, એ દયા કરનારની ખરી દયા નથી. ઢોંગી ઉપર એ દયા કરી ગણાય. એવા ઢોંગીને ભીખારી નહીં તો બીજું શું કહેવું?

## ભીખ કોને આપવી?

૩. ઉપર કહેલા શરીરે મજબૂત પણ હાડકાંના હરામ ઢોંગી ઉપર દયા લાવી મફ્ત આપવું એ દયાનું કામ ન કહેવાય; પણ ઉલટું પાપનું કામ ગણાય. કેમકે એવા ઢોંગીઓને આપ્યાથી તેમની સંખ્યામાં દિન પરદિન વધારો થતો જવાનો. ઢોંગ કરી મફતનું ખાનારા લુચ્ચા, દેશમાં

ઘણા હોયછે. તેવા લોકો ઉપર દયા લાવ્યાથી તેમનું પ્રાવી જાયછે, ને પછી વગર મેહેનતે ખાવાની ટેવ પડેછે. તેથી દેશમાં તેટલા આળસુ માણસો વધેછે. મેહેનત ઘટેછે; અને તેથી તેટલા માણસની મેહેનતનું ફળ દેશમાં થોડું ઉત્પન્ન થાયછે એટલુંજ નહીં, પણ ઉલટા તેઓ બીજાની મેહેનતના ફળમાં ભાગ પાડેછે. અને છેવટે પરમેશ્વરે જે કારણ માટે ( એટલે કસીને આપ કમાઇનું ખાઇ ગુજરાન ચલાવવા માટે ) આપણા અવયવો સરજ્યાછે, તેનો ગેરઉપયોગ કર્યાથી ઇશ્વરનો હૂકમ તુટેછે ને તેથી તેને ગુસ્સો થાયછે.

ભીખ આપતાં અગાઉ અથવા તેનાપર દયા લાવ્યા અગાઉ આપણે જોવું જોઇએ કે તે માણસ ભીખને પાત્ર છે? તે માણસ કામ કરી શકે એવોછે કે નહીં? અથવા જે માણસ ઉપર આપણે દયા કરીએ છીએ તે વાજબી છે કે ગેરવાજબી ? જે માણસના અવયવ કોઈ પણ રીતે કામ કરી શકે એવા ન હોય, જેનામાં આપ કમાઇથી ગુજરાન ચલાવવાની શક્તિ ન હોય, અને તેજ કારણથી ભૂખે મરતો હોય તો તે માણસ આપણી દયાને પાત્ર છે, ને તેવા માણસ ઉપર દયા કરવી એ વાજબી છે. જો આપણે ભીખ આપતી વખતે પાત્ર કુપાત્ર ન જોઇએ તો તેથી ભીખ આપનારને પણ પાપ લાગે છે તે વિષે નરભેરામ કહેછે તે જૂઓ.

## છપ્પા.

ખાર તણી ભૂમીમાં, સો મણે બાજરી વાવી;
ખાર બધું ખાઇ ગયો, પાછી પાંશેર ન આવી;
વિવેક સમજ્યો નહીં, પાત્ર કુપાત્ર ન જોયું;
ખાધું તેને પચ્યું, ખવરાવ્યું તેણે ખોયું.
સઘળી ભૂમી સરખી નથી, કઇ છાયા કઇ તાપની
કહે નરભો કુપાત્ર થાય તો, દસુંદ આવે પાપની. ૧

જો કોઈ માણુસ ઉપર આપણને દયા કરવી વાજબી છે એવું માલમ પડે તો તેના ઉપર આપણે કિયા પ્રકારની દયા કરવી એ વિચાર કરવા લાયક એક સવાલ ઉત્પંન થાયછે; ને તેનો વિચાર કરવો એ બહુજ અગત્યનું છે, કેમકે તે જાણ્યા વિના ઘણા અનર્થ અને ઈશ્વરના અપરાધ થાયછે. જો કોઇ ભીખારી આપણા આંગણામાં આવ્યો જે આપણી દયાને ખરેખરો પાત્ર છે, તો તેના ઉપર એવા પ્રકારની દયા કરવી કે જેથી તેને ઘેર ઘેર રખડવું ન પડે; કેમકે જે માણુસનાં અંગ એવાં હોય કે તે વડે મેહેનત કરી કમાઇ શકે નહીં, ઘેર ઘેર રખડી ભીખ માગી શકાય નહીં તેથી તેને પેટ ભરવા જેટલું મેળવતાં પણ ઘણી મુશ્કેલી ખમવી પડવાની, તો તેવા માણુસને એવા પ્રકારનો આશરો આપો કે જેથી ફરીને તેને પેટ ભરવાની ખાતર ઘેર ઘેર રખડવું પડે નહીં. આપણે માણુસ જાત માણુસ જાતને પડતું દુઃખ દૂર કરવાને આપણા હાથમાં ઉપાય છ-

તાં તે ઉપાય નહીં કરીએ-તેને દુખમાંથી નહીં છોડવીએ-
તો આપણા જીવતરને, આપણા મોજશોખને, અને આ-
પણા પૈસાને ધિક્કાર છે. આપણે ધારો કે કદાપિ આપણેજ
તેમની જગાએ તેવી સ્થિતિમાં હોત તો શું આપણે આ-
પણા જાત ભાઇઓની દયા આપણા ઉપર કરવાનું નહીં
ઇચ્છત? તેમ તેઓ આપણી પાસે દયા કેમ ન માગે? ને
તેમ છતાં આપણે તેમના ઉપર દયા નહીં કરીએ તો તે
આપણને કેવો આશિર્વાદ દેશે? વારૂ, આપણું અંતઃકરણ
આપણને તે વખતે ધિક્કારશે નહીં? આપણે માણસ જાત,
માણસ જાત ઉપર દયા કરવાને જન્મ્યા છીએ, તો તેવા
ઉપર આપણે કેમ દયા ન કરીએ? કરવીજ જોઇએ.

આ ઉપરથી મારે કહેવાની મતલબ એવી નથી કે
દયાને પાત્ર ભીખારીને કોઇ અમુક માણસેજ ઘેર રાખી
ખવડાવવું. એમ બનવું તો અશકય છે; કેમકે એવા સમર્થ
માણસો આપણા દેશમાં ઘણા નથી. પણ ગામે ગામના
એવા ભીખારીઓને માટે તે તે ગામમાં તે ગામના પૈસા-
દાર અથવા એવા પરમાર્થું કામમાં મદદ કરી શકે એવા
માણસોએ એકેક નિરાશ્રિત શાળા સ્થાપવી, કે જેમાં પેલા
ભીખારીઓ રહે ને તેમને ખાવા પીવાનું મળે. એટલુંજ
નહીં, પણ એજ શાળામાં જે જે અપંગ માણસો આવે,
તેમને રાખવા, ને તેમનાથી થઇ શકે તેવી જાતનું કામ
તેમને સોંપવું. એટલે કેટલોક આસરો એવા લોકો નીમે-

હેનત અને કમાઇમાંથી મળશે. એ શાળાનું ખરચ એ શાળાને માટે કરેલા ફંડમાંથી અથવા વાર્ષિક રકમમાંથી કરવું. આથી જે ગરીબો ને લાચાર ભીખારીઓ ઘેરઘેર અને મો'લ્લે મો'લ્લે ભટકતા નજરે પડેછે તે નહીં પડે, અને લુચ્ચા ભીખારીઓ ઓછા થશે; કેમકે એ દાખલો જોઈને લોકો જાણશે કે કિયા ભીખારીને કેવી મદદ કરવી? પોતે તેને મદદ નહીં કરતાં નિરાશ્રિત શાળાનો રસ્તો બતાવશે; ને તે શાળામાં તો તેવાઓને મદદ નહીં મળે, અથવા ત્યાં મેહેનત કરવી પડશે, ને તેતો ગમશે નહીં એટલે ભટકતાં ભૂખે મરશે. આખરે "પેટ કરાવે વેઠ" એ કહેવત પ્રમાણે તેમને મેહેનત કરવાની જરૂર પડશે. એથી દેશમાં મેહેનત અને તેને લીધે પૈસા વધશે ને દેશ સુખી થશે. હરામખોર લોકોની દાનત સુધરશે, ઠામ ઠામ ગરીબ ભીખારીઓ રખડતા ને ભૂખે મરતા નહીં જણાય, ને તેથી દેશની કંગાલિયત જઈ શોભા વધશે.

## ભાગ ૫ મો.

## ભીખારીઓની હાલત સુધારવાના ઉપાય.

૧. આપણા દેશમાં નિરાશ્રિતશાળાને બદલે સદાવ્રત અને ધર્મશાળાઓ કરવાનો રિવાજ છે. ઘણુંકરીને દરેક મોટા ગામમાં એકાદ સદાવ્રત અને ધર્મશાળા હોયછે. તે રિવાજ નિરાશ્રિતશાળાને મળતો છે, પણ લોકોની સમજણમાં ફેર છે. જ્યારે તેમને માલૂમ પડશે કે સદાવ્રત અને

ધર્મશાળાઓ કરતાં નિરાશ્રિત શાળામાં દેશને અને ગરીબોને વધારે ફાયદો છે, ત્યારે તેઓ અચૂક એ નવી શાળાને મદદ આપશે. ધર્મશાળાનાં મકાન બંધાવવામાં અને સદાવ્રતો આપવામાં આપણા દેશના લોકોએ લાખો રૂપિઆ ખરચ્યા છે, અને ખરચેછે. એ રૂપિઆ આવી શાળાના કામમાં અગાઉથીજ ખરચ્યા હોત તો આજે જેટલા ભીખારીઓ આપણા દેશમાં નજરે પડેછે તેમાંનો કોઇ પણ ભાગ્યેજ પડત. નિરાશ્રીત શાળા કહાડવાનું કામ લોકોમાં પેહેલ વેહેલું નવાઈ જેવું જણાશે; કેમકે ધર્મદાન કરવામાં એ જાતનો રિવાજ ચાલતોછે પણ તેની રીતમાં થોડો ફેરફાર કરવાનો છે. સદાવ્રતો રોજ નવા માણસોને અપાયછે, અને તે પણ ઘણે ઠેકાણે ફકત સાધુઓનેજ, અને ધર્મશાળા દરેક મુસાફરના ઉતરવાના કામમાં વપરાયછે. ધર્મશાળા આજે પણ ભીખારી કરતાં મુસાફર વધારે વાપરેછે, અને તે પણ થોડી મુદત. રસ્તાના અજાણ્યા મુસાફરને ઉતરવાને ધર્મશાળા વધારે ઉપયોગી છે. એ વાત પણ ખરી, પરંતુ એ રીતમાં થોડો ઘણો ફેરફાર કરવો મારી નજરમાં આવેછે. ઘણુંકરીને ધર્મશાળામાં ઉતરવાનું હોયછે, પણ તેનો બંદોબસ્ત રાખનાર કોઇ ભાગ્યેજ રાખવામાં આવેછે, તેથી ધર્મશાળા સારી સ્વચ્છ રહેતી નથી; ને એ કારણને લીધે મુસાફરો ત્યાં ઉતારો કરવાનું ઘણીવાર પસંદ કરતા નથી. એક ગામમાં દશ વીસ ધર્મશાળાઓ હોયછે, પણ તેને બ-

દલે એક હોય તો ફિકર નહીં, પરંતુ તેમાં એવી સગવડ કરેલી જોઇએ કે આપી શકે એવા મુસાફર પાસેથી પૈસા લેઇને અને ન આપી શકે એવા હોય તેમની પાસેથી પૈસા લીધા વિના ઓઢવા પાથરવાનું ને ખાવા પીવાનું મળે.

ઈંગલાંડ ને ફ્રાન્સમાં જેવી "ઇન" ધર્મશાળા હોયછે તેવી જાતની ધર્મશાળાઓ આપણા દેશમાં જોઇએ. એ ધર્મશાળામાં લેવાતું લવાજમ યોગ્ય હોવું જોઇએ કે ગમે તો બિલકુલ ન જોઇએ. હાથે રાંધતાં જે ખરચ એક જણનો થવો જોઇએ તે કરતાં ધર્મશાળાનું લવાજમ વધારે ન જોઇએ તેની તપાસ રાખનાર ઉપરીઓ પ્રમાણિક જોઇએ કે વધારે ઓછું ન લે. એ ધર્મશાળાઓ નિરાશ્રિત શાળાને લગતીજ જોઇએ, ને તેનું ખરચ ગામ લોકો તરફથી થએલા ઉઘરાણામાંથી અથવા વાર્ષિક રકમમાંથી થવું જોઇએ. આવું થવાથી મુસાફરી કરવામાં જેજે મુસ્કેલીઓ પડેછે, તેમાંની ઘણી બલકે બિલકુલ ઓછી થશે. જાતિની હરકત હિંદુ વગેરેને પડે માટે રસોઈઓ બ્રાહ્મણજ રાખવાની જરૂરછે. આપણા લોકો ખાવું લેઈને મુસાફરી કરેછે માટે તેવા લોકોને જમવાનો બંદોબસ્ત ન કર્યો હોય તોપણ ચાલે. ધર્મશાળામાં ઓઢવા, પીવા, ને પાથરવાનું તો અવશ્ય જોઇએ. ધર્મશાળા અને નિરાશ્રિત શાળાને માટે જે ખરચ જોઇએ તે લોકોને ભારે નહિ પડે; કેમકે લોકો હજારોને લાખો રૂપિઆ ધર્મશાળાનાં મકાનો બંધાવવામાં અને સદા-

વ્રતો આપવામાં વાપરેછે, તે રકમ કરતાં આ રકમ કાંઈ જાદે થવાની નહીં. આ બાબતનો આરંભ મોટા શેહેરમાં પેહેલો થશે તો ગામડાઓમાં શેહેરીઓના દાખલાની નકલ જલદીથી થવાની. મેં દશથી પંદર હજાર વસ્તીવાળા ગામમાં દશ કરતાં વધારે ધર્મશાળાઓ અને એક કરતાં વધારે સદાવ્રતો સ્થાપેલાં જોયાં છે. એકેક ધર્મશાળા પછવાડે બે હજાર રૂપિઆ ખરચેલા ગણીએ તોપણ ઓછામાં ઓછા ત્રીશ હજાર રૂપિઆ ધર્મશાળાઓના, અને એકેક સદાવ્રતના ત્રીશ કે ચાળીશ હજાર રૂપિઆ જૂદા કહાડેલા ગણીએ તો કુલ ૬૦ થી ૭૦ હજાર રૂપિઆ થાય. તેનું પાંચ ટકા લેખે સાડા ત્રણ હજાર રૂપિઆ વ્યાજ આવે, એટલે મહીને ત્રણસેં રૂપિઆ પડયા. એ અને એ વિના બીજા લોકો વરસ દહાડે પાંચ પાંચ રૂપિઆ આપે તોપણ સહેજ સોનો મહીનો થઇ જાય. એ રીતે મહીને ૪૦૦ રૂપિઆની ઉપજ થાય તે કરતાં વધારે ખરચ એ નિરાશ્રીતશાળા તથા ધર્મશાળામાં એવા પંદર હજારની વસ્તીવાળા ગામમાં થાય એવું સંભવતું નથી.

વડોદરા વાળા પ્રખ્યાત રતનજી કહાનદાસે વડોદરાથી ડાકોર સૂધીનાં દરેક ગામમાં ધર્મશાળાઓ કરાવેલીછે, ને લાખો રૂપિઆ ખરચ્યાછે, અને એજ પ્રમાણે લાખો માણસ ખરચે છે. આવા કામમાં મદદ કરવાને આપણા લોકોને ઉશ્કેરવા પડે તેમ નથી. માત્ર તેમને રીત બતાવી

એટલે તે રસ્તે ચાલ્યા જવાના. ફક્ત આ રસ્તો તેમના ચાલતા પુન્યના રસ્તા જેવો છે કે તેથી સારો છે એવું તેમને સાફ માલૂમ પડવું જોઇએ. એમ થયું એટલે એ કામ અટકી પડવાનુંજ નહીં. એવી ધર્મશાળાને નિરાશ્રિત શાળાના મકાનને માટે તો ખરચ થવાનોજ નથી, કેમકે જે ધર્મશાળાઓ બહારનાં ગામોમાં જથાબંધ છે (એટલે દરેક ગામમાં ધણુંકરીને ઓછામાં ઓછી એકતો હોયછેજ) તે મકાનોમાં થોડો ફેરફાર કરવાથી ઉપયોગમાં આવશે. એવી જાતની શાળાઓનો નિર્વાહ ચાલવામાં જે લોકો મોટાં ગામોમાં સદાવ્રતો આપેછે તે બંધ થયાથી (આ શાળાઓ થવાથી તેમની મેળે થશેજ) તે સદાવ્રત આપનારને જો આ પુન્યનો માર્ગ સારો છે એમ સમજાયું તો એક મોટી રકમની મદદ કરવાના. એવી રકમો ઘણી મળવાની. વળી ગામે ગામ આવી તરેહની નિરાશ્રિત શાળાઓ થશે, એટલે ભીખારીઓનાં જે ટોળે ટોળાં ભટકતાં નજરે પડેછે, તે વેંહેચાઈ જવાનાં ને ગામદીઠ ખરી દયાને પાત્ર ને એ નિરાશ્રીત શાળાનો આશરો લેવા લાયક ભીખારી ઘણાજ થોડા મળવાના. ભીખારીઓમાં મોટો ભાગ કમાઇ શકે એવો ઢોંગીછે તેમને ભીખ નહીં મળે તેથી ભીખારીના વર્ગમાંથી તેટલા ઓછા થવાના; ને એ ભાગ ગયો એટલે ખરા ભીખારીઓ તો ઘણાજ થોડા રહેવાના. ગામ દીઠ એવા લોકો ઘણા થોડા હોવાથી ઘણો ખરચ થવાનો નહીં. આ રીત થાય

તો તેથી દેશની કેટલી શોભા ને કેટલી આબરૂ વધે? લુચ્ચા ભીખારીઓ જેઓ બીજાની કમાઇ ઉપર આધાર રાખનારા હાલમાં છે, તેઓ આપ કમાઈથી ખાશે, તેથી દેશમાં કેટલી મેહેનત ને પૈસો વધવાનો તેનો વિચાર તો સજ્જન સેહેજ કરી શકશે. ખરા ભીખારીઓની હાલાત સુધારવાનો સૌથી સારો ઉપાય એજ મારી નજરમાં આવે છે. ને તેથી ખચીત ભૂખે ને દુખે રીબાતા લાચાર લોકો સુખી થવાના એ ખુલ્લુંજ છે. એક ભીખારીને આપણે એક દિવસ કડકો રોટલો નાંખી તેની ભૂખ મટાડી તેથી તેની કાંઇ હમેશાંની ભૂખ ના જાય. પણ આ ઉપાયથી તેની હમેશાંની ભૂખ જાયછે. એ વિના એ લોકોને સુખી કરવાનો બીજો સારો ઉપાય નથી. માટે આ સારા ઉપાયનો આરંભ જલદીથી કરવો એ ઘણુંજ દયાનું ને દેશ હિતાર્થનું કામ છે. તે કામ એક જણનું નથી પણ આગળ થઈ ઘણાને તે રસ્તો બતાવી એ કામ ઊભું કરવાનુંછે. માટે સૌ દેશ કલ્યાણેચ્છુ લોકો એ કામમાં જલદીથી મંડો.

૨. હવે જે ભીખારીઓ લુચ્ચા છે એટલે ઢોંગ કરીને શિખ ને વાઘરી સાધુ જેવા ભીખેછે તેમને સુધારવાનો અને એ ભીખ અટકાવવાનો શો ઉપાય છે તેનો વિચાર કરીએ. ખરૂં જોઇએ તો તે લોકોનો ભીખ માગવા ઉપર દાવો નથી; ફક્ત દેહેશત આપીને અથવા લાંઠાઇથી હરકત કરીને ભીખ લેછે. લોકો ઘણી મુદતથી આપતા આવેલા તેથી, અને પુન્ય જાણીને નહીં પણ એ લોકોને તો આપવુંજ જો-

ઈએ એમ જાણીને આપેછે. એવા લૂચ્ચા લોકોની લાંઠાઇ-
ને તાબે થઈને આપણા ભોળા દુકાનદારો ભીખ આપે છે.
કાંતો એ લોકો એમ જાણેછે કે તેમના ઉપર ફરીઆદી
થાય નહીં અથવા કાંતો એમ જાણેછે કે તે ફરીઆદી સ-
રકાર સાંભળે નહીં. પણ તેવા લોકોને નહીં આપતાં તે
લોકોથી પોતાને કાંઇ નુકશાન થાય .તો સરકારમાં તે બા-
બતની ફરીઆદી કરી એક બે જણાને જડાવ્યા એટલે તે-
ઓ તો તુરત લાંઠાઇ ભૂલીજ જવાના. તેવા લૂચ્ચા ઢોંગી
લોકો આપણને કાંઇ ધંતરમંતર કરશે, કે બીજી કોઈ જા-
તનું નુકશાન કરશે, કે પોતાના જીવ ઉપર આદરી સામો
થશે તો તેથી લગાર પણ નહીં બીહીતાં સમયસૂચકતા વા-
પરી કાયદાની મદદ લેવાની જરૂર માલૂમ પડે તો લેવી
એવું સર્વના .મનમાં સારી પેઠે ઠસવું જોઇએ. તે સા-
થે એવાઓને ભીખ આપનાર કોઈ વેહેમીઓના મનમાં
તેમને ભીખ આપવાથી પુન્ય એવું હોવું ન જોઇએ. સર્વને
એવી ખાતરી થવીજ જોઇએ કે લૂચ્ચા ને હરામખોર લો-
કોને ભીખ આપ્યાથી પુન્ય ને બદલે ઉલટું પાપ થાયછે.
એમ સમજી તેમના જૂલમમાંથી મોકળા થવાને તેઓ સ-
રકારની મદદ લેશે તો એ જાતની ભીખનું મૂળ જલદીથી
નાશ પામવાનું. સરકારે પણ એ કામમાં ખૂબ તાકીદનો
હૂકમ પોલીસને કરવો જોઈએ કે કોઈ લૂચ્ચો ભીખારી એ-
વી લઢાઈ કરે તો પોલીસને જાહેર થતાં તુરત તેને પકડી

સરકારમાં લાવવો. કેમકે એ લોકોમાંના કેટલાક તો એવા લૂચ્ચા હોયછે કે જરૂર પડે વખતે તેઓ પોતાના કે સામાના જીવ ઉપર આદરેછે, ને તેમ થાય ત્યારે બહુ મુશ્કેલ કામ થઇ પડે; માટે તેમ નહીં થાય તે સારૂ પોલીસ ખૂબ જાપતો રાખે વાસ્તે સરકારે તેમને ખૂબ તાકીદ કરવી જોઇએ. એ રીતે થઇને એક બે જણાનાં કામ સાબીત થયાથી કેદ પડયા કે તુરત એ જાતની ભીખ બંધ થશે તો તેવા લોકો દેશમાં ગુજરાન ચલાવવાને કામે વળગશે ને તેથી તેટલા માણસોની મેહેનત ને તેટલી મેહેનતના ફળનો દેશને લાભ થશે.

૩. જે લોકો લાંઠાઇ કે લૂચ્ચાઇ નહીં કરતાં સાલસાઈથી પણ હાડકાં હરામ હોવાથી ભીખ માગેછે, તેવા લોકોને માટે ઉપલો સખત ઉપાય નહીં લેતાં નરમ ઉપાય કામે લગાડીશું તોપણ આપણી ધારેલી મતલબ પાર પડશે. તેવા લોકોને તો નિરાશ્રિત શાળાને લગતી જે ઉદ્યોગ શાળા કરી હોય તેમાં કામે લગાડવા ને ખાવા પીવાનું આપવું. નિરાશ્રિત શાળાને લગતી આવી ઉદ્યોગ શાળાની ઘણીજ જરૂર છે. કેમકે કેટલાક લોકો જેઓને કોઇ પણ ધંધો સૂજતો નથી, અથવા પોતાની પાસે પૈસા હોતા નથી ને વગર કેળવાયલા હોવાથી અકલ વિના કાંઇ ઉદ્યોગ જડતો નથી ત્યારે તેમણે ભીખનો ધંધો પકડેલો હોયછે. એ લોકોને જો ઉદ્યોગશાળામાં કામે લગાડયા તો

તેઓ ઘણા ઉપયોગી થઇ પડવાના. એટલુંજ નહીં પણ જે લોકોને ભીખ માગતાં શરમ આવેછે, ને તેથી ઘરમાં ભૂખે રીબાયછે તેવા લોકો જરૂર એ ઉદ્યોગ શાળાનો આશ્રય લેવા આવવાના. એ ઉપાયથી પણ કેટલેક દરજે ભીખ ઘટશે. ને શરમાળ ને કંગાળ, ભુખે રીબાતા લોકોનો જાન ઉગરશે. એ કામ કરનાર હું ખાતરીથી કહુંછું કે ઘણા કંગાળ કુટુંબોની આંતરડી ઠારશે ને તેમના ખરા અંતઃકરણનો આશિર્વાદ પામશે. કામ કરી શકે એવા ભીખારીઓને ભીખ નહીં મળવાથી કામ કરવામાં તેમનાં હાડકાં નહીં ચાલે એમ કોઈ ધારે, તોપણ એતો નક્કીજછે કે તેઓને ધીમે ધીમે ટેવ પડશે. ને બીજાઓના દાખલા જોઇને, તથા ભીખ નહીં મળવાથી ભૂખે રીબાશે ત્યારે મેહેનત કરી ગુજરાન ચલાવવાનું નક્કી કરી જરૂર એ ઉદ્યોગશાળાનો આશ્રય લેવાને તેઓ ધીમે ધીમે આવશે ને દાખલ થશે.

૪. જે લોકો પોતાની અંગ કસરતથી, ગાયનથી, રસીક વાતોથી, કવિતાથી કે કોઈ પણ બીજી રમુજી ચાલાકીથી જોનાર માણસોનાં મન રંજન કરીને ભીખ માગેછે તેવા લોકોની ભીખ બંધ કરવી એ વાજબી નથી એટલુંજ નહીં, પણ તે નહીં બંધ થઈ શકે એવુંછે. તોપણ તેમની ભીખ માગવાની રીતમાં થોડોક સુધારો થાયતો સારૂં. એ સુધારો એકદમ થવો મુશ્કેલછે, કેમકે એ લોકો કાંઇ સુધ-

રેલા કે વિદ્વાન હોતા નથી. તેમને સમઝાવ્યાથી ધીરે ધીરે સુધારો દાખલ થઇ શકે. આ જાતની ભીખને હું ધિક્કારતો નથી. ભવાયા ભવાઇ કરેછે એ કાંઇ ખોટું નથી. તોપણ એ લોકોના વર્ણનમાં મેં જેમ કહ્યુંછે, તેમ ભવાઈની રીતમાં કેળવણી લેઇ એ લોકો સુધારો કરે, ભાંડ ન બોલે ને સારા સારા માણસો પણ જોવાને લલચાય એ રીતે નાટકના આકારમાં ભવાઇ લાવી મૂકે તો તેમને ઘણું સારૂ ફળ થાય. ભવાઇને નાટકના રૂપમાં લાવવાને માટે ભવાયાઓએ સારી પેઠે કેળવણી લેવી જોઇએ, સારા સારા નાટકકારોનાં નાટકો જોવાં જોઇએ, સારાં સારાં નાટકોનાં પુસ્તકો વાંચવાં જોઇએ, અને સારા સારા ખેલો દાખલ કરી, ખરાબ અને બીભત્સ ખેલો ક્હાડી નાખવા જોઇએ. એ રીતે ભવાઇને નાટકના રૂપમાં લાવી મુકાશે, ને તેથી સારા સારા લોકો ભવાઈ જોવાને લલચાશે, ને તેથી તેમને ઘણી કમાઇ થશે. મદારી ને ખેલાડી લોકો જે ખેલ કરેછે તે પણ ભીખના આકારમાં હોવા ન જોઇએ. અંગ્રેજ ને ફ્રેન્ચ કસરતબાજો ને બીજાઓ જેમ ટીકટો ક્હાડી ખેલ કરેછે, તેમ એ લોકોએ પણ કરવું જોઈએ. અને તેમ કરવાને તેમની ચાલતી રીતમાં ફેરફાર કરવાની જરૂરછે, તેમ કેટલીક સારી જાતની કસરતો ઉમેરાવી જોઈએ.

દેશી લોકોની કેટલીક કસરતો એવી છે કે તે અંગ્રેજ ને ફ્રેન્ચ લોકોની કસરતને પાણી ભરાવે. તોપણ કેટલીક કસરતોમાં સુધારો થવો અવશ્ય છે. જાદુગરોની ચતુરાઇ

પણ આં વર્ગમાં આવેછે, પણ તે ચતુરાઇ ઠગાઇની કે વહે-
મની સાથે મેળવવી ન જોઇએ. જાદુગરો કસરતબાજોની
પેઠે તમાશો કરે, ને ટીકેટો કહાડી લોકોને જોવા તેડે તો
તેમાં કાંઇ ખોટું નથી. એ લોકો તમાશગીરોને ઠગવાની
ધારણા રાખેછે, એ ઘણીજ બૂરી મતલબ છે. ભવાયાઓએ
પોતાની સુધારેલી ભવાઇ પણ નાટકકારોની પેઠે ટીકેટો ક-
હાડી થાય તો ઘણું સારૂં. રાવળીઆ કે ભર્થરી લોકો સા-
રંગી વગાડી ગોપીચંદ રાજાની કે ભર્થરી રાજાની વાત ક-
હી લોકોને રાજી કરે તો તે ગમતને બદલે ખોટું કેમ ગણાય?
એવી કરૂણારસમય વાતો સાંભળવાને કોણ નાપસંદ કર-
શે? પણ તેઓ ઘેર ઘેર ભટકે ને ભીખ માગે એ ખોટું.
પોતે ધંધો કરે ને જે લોકો ગમતની દાખલ બે ઘડી બો-
લાવી ગવડાવે, ને તેની મેહેનતનો બદલો વાળે તો તેમાં
કાંઇ ખોટું નથી. ભાટ લોકો કે વહીવંચા વાતો કહી, કવિ-
તા સંભળાવી, કે તેમની વંશાવળી વાંચી રાજી કરી, સામો
માણસ આપે તે બે પૈસા લેઇ જાય તો તેની હરકત ન-
હીં, પણ બીજો કોઇ ધંધો ન કરતાં ભીખ ઉપરજ આ-
ધાર રાખે, સામા માણસને ધમકાવીને, ગાળો દેઇને કે
બીહીક આપીને જૂલમથી મરજી ઉપરાંત પૈસા માગે ને
લે તો તે ઘણુંજ ખોટું કહેવાય. તેમણે એ પ્રમાણે નહીં
કરતાં, તથા પોતાના ગુજરાનનો આધાર તે ઉપરજ નહીં
રાખતાં તેની સાથે પોતાનો ધંધો કે ઉદ્યમ કરવો જોઇએ.
પાછલા વખતમાં ભાટ ચારણો લડાઇની વખતે કાવ્યો ગા-

ઇ શૂરૂ ચઢાવવામાં રાજાઓને કામ આવતા, ને તેથી તે-
ઓ તેમને ગરાસ આપતા. તે ગરાસ ઉપર એ લોકો
પોતાના ગુજરાનનો બિલકુલ આધાર રાખતા; પણ તે વ-
ખતતો ગયોછે. હવે તે લોકનું એ કામ ગયુંછે, તેની જરૂર
રહી નથી, તેમ તેઓ તે કામને લાયક પણ રહ્યા નથી.
ત્યારે હવે રાજાને છોડી લોકોની ભાટાઇ કરી ગુજરાન ચ-
લાવવાનુંજ શા માટે ધારવું? આ ઉપરથી હું કાંઇ કવિ-
તાની કીમ્મત ઓછી કરતો નથી, પણ તેનો ગેરઉપયોગ
થાયછે તે બતાવુંછું. ફક્ત પેટ ભરવાની ખાતર અવગુણી-
ના ગુણ ગાવા ને નીચને ભારે કરી બેસાડવો એ રીતને
હું ધિક્કારૂંછું. તેમણે એ રસ્તો છોડી દેઇ, પોતાને જે આ-
વડે તે ધંધો કરવો ને તેમાંથી ગુજરાન ચલાવવું એ બહુ
સારૂં કામ છે. ભીખારીનો આ વર્ગ જો મન દેઇ મેહેનત
કરે તો બહુ ઉપયોગી થઇ પડે; કેમકે તેઓ અકલવાળા છે.
માટે જો તેમની એ અકલ ધંધા રોજગારમાં કામે લગાડે
તો તેમને પોતાને વગર બીખે સારી કમાઇ થાય ને દેશ-
ને પણ ઘણો ફાયદો થાય.

ધર્મને બહાને ભીખ માગનારા વિષે વિચાર કરવાનો
હજુ બાકી છે. આ વર્ગમાં બ્રાહ્મણ, આચાર્ય અને સાધુઓ
આવેછે. આ વિષય ધર્મને લગતો હોવાથી બહુજ જરૂર-
નો ને તેથી બહુજ વિચારવા જોગ છે. માટે તે વિષે અનુ-
ક્રમે એક પછી એક વિષે વિચાર કરીએ.

૫. બ્રાહ્મણો. અસલથીજ એ લોકોએ બીજી જાતના

માણસોના મનમાં એવોજ વેહેમ ઘાલેલોછે કે તેમને બ્રાહ્મણોજ મોક્ષને માર્ગે લેઈ જનારા છે. તેથી બ્રાહ્મણોને આપવામાંજ એ લોકો મુખ્ય પુન્ય સમજેછે. તેમને આપવામાં જો કોઇ આનાકાની કરે તો તે મોટો પાપી ગણાય. આ વિચાર જ્યાંસુધી ખસે નહીં ત્યાંસૂધી એ લોકોની ભીખ બંધ થાય નહીં. એ વિચાર ખસેડવાનું મુખ્ય સાધન કેળવણી છે, તેથી જ્યારે સાધારણ લોકોમાં પણ કેળવણીનો ફેલાવો થશે ત્યારે એ વિચાર જશે. બ્રાહ્મણોએ આ દેશનું સારૂં પણ કર્યુંછે ને બ્રાહ્મણોએજ ઊંડો વિચાર કરીએ તો, આ દેશને આવી પરતંત્ર સ્થિતિમાં આણ્યોછે. ટ'લીઆ, ઢોંગી જોષી, ને ગાયત્રી વગેરેના ઢોંગ કરી ધુતીખાનારા કેળવણીનો ફેલાવો થવાથી ઘટશે. મફતનું ખાવું ને મશીદે સૂવું કોઇને નઠારૂં લાગે નહીં. એટલે વગર મેહેનતની ને મફતની કમાઇ બ્રાહ્મણો પોતાની મેળે કાંઈ છોડશે નહીં, પણ જ્યારે તેમને માલૂમ પડશે કે આમાં આપણું કાંઇ વળવાનું નથી ત્યારેજ છોડશે. અસલના બ્રાહ્મણો વિદ્યા સંબંધી નવી નવી શોધો કરવામાં, નવા નવા ગ્રંથો કરવામાં, રાજાને ધર્મશાસ્ત્ર પ્રમાણે ઇનસાફમાં મદદ કરવામાં, ને બીજાઓને વિદ્યા ભણાવવામાં ઘણુંકરીને પોતાનો સઘળો વખત ગાળતા હતા. લોકોને તેથી બહુજ મોટા લાભ હતા, ને તેથીજ તેમણે બ્રાહ્મણોના કહેવા પ્રમાણે કે પોતાની અકલથી વિચાર કરીને તેમને ગુજરાન ચલાવવાનું કાંઇ સાધન કરી આપ્યું હોય તો તે કાંઇ ખોટું નથી; તેને ભીખારી પણ

ન કહેવાય. હાલના બ્રાહ્મણો તેમાંનું કાંઇ પણ કરતા નથી. તેમનાં ખટકર્મ તેમણે વિસારી દીધાંછે. એ પ્રમાણે જ્યારે તેઓ તેમના ધર્મ ભૂલી જાય, વિદ્યા ભણે નહીં ને ભણાવે નહીં ને આળસ કરી ભીખ માગવા અથવા કપટ કે ઢોંગથી છેતરવા આવે તો આપણે શામાટે દેખતી આંખમાં ધૂળ નાંખવા દેઈએ? માટે બ્રાહ્મણોએ પોતાનો પ્રાચીન ધર્મ, પ્રાચીન વિદ્યા ને પ્રાચીન ઉદ્યોગ સંભારી તે પ્રમાણે કરવું જોઈએ ને પછી પોતાના ગુજરાનનો આધાર પારકી કમાઇ ઉપર રાખવો જોઇએ. વગર મેહેનતે ભીખ માગી ખાતાં તેમણે શરમાવું જોઇએ અને એવી ભીખ આપનારે પાપથી ડરવું જોઈએ. ભીખ આપનારે સારી પેઠે સમજવું કે બ્રાહ્મણો પણ માણસ છે ને તમે પણ તેવાજ છો. તેમને હાથ પગ ને બીજા અવયવો આપ્યાછે ને તમને પણ આપ્યાછે; માટે જો તેઓ તેમની મેહેનતનું ફળ તમને આપી તેને સાટે તમારી મેહેનતનું ફળ માગે તો આપવું, પણ તેમ કર્યા વગર આપવું ને આળસમાં વધારો કરવો એ પરમેશ્વરને ગુસ્સે થવા જેવું મહાપાપનું કામ છે. એ નક્કી સમજવું કે હરામનાં હાડકાં જે રાખશે તેનોજ છૂટકો સર્વ શક્તિમાન પ્રભુ આગળ થવાનો નથી તો તે તમને તમારા પાપમાંથી છોડવવા શી રીતે આવવાનો છે?

૬. આચાર્યો.—બ્રાહ્મણોના વર્ગમાં એ પણ આવી જાય-છે. ઘણા આચાર્યો ઘણુંકરીને બ્રાહ્મણોજ છે. આચાર્યોનો વર્ગ આળસુ ને દુરાચરણી થઇ ગયોછે. તેમને માલૂમ નથી

કે તેમનો પોતાનો ધર્મ ને કામ શું છે? તેઓ પોતાનો ધર્મ અને કામ છોડી દેઈ બેઠા છે. આચાર્યોનો મોટો ભાગ સેવકોની કમાઈ ઉપર આધાર રાખનારો છે. તેઓ પોતાનો ધર્મ અને કામ સમજીને તે પ્રમાણે શિષ્યોને ઉપદેશ કરે ને ચાલતા જમાનાને અનુસરતા સુધારા પોતાના ધર્મમાં દાખલ કરે, અજ્ઞાન સેવકોને પોતાનાં બચ્ચાં પ્રમાણે ગણે અને તેમના ઉપર બદનજરથી જુએ નહીં તો તેઓને ભીખારીના વર્ગમાં લાવી શકાય નહીં.

૭. **સાધુઓ**—આ વર્ગમાંના ઘણાખરા તો સંસારનો ત્યાગ કરી, જાત્રાળુ થઇ, મુસાફરી કરનારા હોયછે. તેઓ પ્રાંતે પ્રાંતમાં ફરેછે તેથી તેમની બોલી તેમને આવડતી હોયછે. ત્યાંના લોકોની રીતભાત ને રિવાજ તેમને માલૂમ હોયછે, તેથી એ લોકો પ્રાચીનકાળમાં ઘણા ઉપયોગી હતા. એક પ્રાંતના સારા ચાલ ને રિવાજ બીજા પ્રાંતમાં દાખલ કરવામાં એ લોકો માધ્યસ્થ હતા. જૂદા જૂદા પ્રાંતોના સુધારા બીજા પ્રાંતોમાં એ લોકવડે દાખલ કરી શકાતા હતા. ધર્મના કામમાં પણ એ લોકો ઘણા આવતા; કેમકે તેઓ ધર્મને લગતા હોવાથી તેમના કરેલા ધર્મના બોધની અસર લોકોના મન ઉપર જલદીથી ને સારી રીતે થતી. પેહેલાંના વખતમાં વર્તમાનપત્રો, છાપખાનાં, વિદ્યાશાળાઓ અને વિદ્યાના ગ્રંથો, તાર અને ટપાલ આપીસો નહીં હોવાથી એ લોકોજ એ બધાંનું કામ કરનાર હતા, અને વખતે તેજ કારણથી એ વખતના વિદ્વાન બ્રાહ્મણોએ એ વર્ગ ઊભો કર્યો હોય?

જેમ એક પ્રાંતના સુધારા વિગરે બીજા પ્રાંતમાં દાખલ કરી, એ લોકો ફાયદો કરતા હતા તેમ તે લોકો એક પ્રાંતના વહેમ, કુધારા ને અવગુણ બીજા પ્રાંતમાં ઘસડી લેઇ જઇ ગેરફાયદા પણ કોઇ કોઇ વાર કરતા હતા. પરંતુ તે વખતમાં ગેરફાયદા કરતાં ફાયદા જાદે હતા. હાલનો વખત તે વખત કરતાં બિલકુલ બદલાઇ ગયોછે, દામઠામ છાપખાનાં, ન્યુસપેપરો, ને ટપાલ ને તાર આફીસો થઇછે, તથા વિદ્યાનો ને સારા સારા ગ્રંથોનો ઓહોળો ફેલાવો થવા માંડયોછે. તો તેવા વખતમાં એ લોકો જાદે ઉપયોગી થઇ પડે એવું સંભવતું નથી. માત્ર ધર્મોપદેશક તરીકે એ લોકો મુખ્યત્વે વપરાઈ શકાય તેમ છે. તેથી સમજુ દેશીઓએ પાછલા વખતમાં એ લોકોનો દોર ને જૂલમ જે છેક વધી ગયો હતો તે, તથા તથા નઠારી ટેવો ને ઉન્મત્તાઈ જાય એવો ઉપાય કરવો જોઈએ. એ લોકોમાંથી યોગ્ય સાધુઓ ધર્મોપદેશ કરવાનું સર્વને ઊપયોગી કામ માથે લે અને તેને બદલે ગુજરાન ચલાવવાનું શોધવાને ભીખ માગવાની તેમને જરૂર ન પડે એવો ઉપાય દરેક દેશહિતેચ્છુ માણુસે કરવો જોઇએ.

કમાળીયા ને ફાતડા એ બેહેચરાજીને નામે ભીખી જાયછે. પણ એ લોકોની સંખ્યા એટલી બધી નથી કે તેઓ આપણુને ઘણો વિચારવા જેવો વિષય થઇ પડે. લોકો ધર્મ તે શું? પુન્ય તે શું? ને કેવાને આપ્યાથી પુન્ય થાયછે? એ લોકો જૂલમથી લેઈ શકે કે નહીં? એ વગેરે જાણુશે એ-

ટલે એવી ભીખ તો જલદીથી બંધ થઇ જશે.

ભીખારીઓની હાલત સુધારવાને માટે ઉપર જે ઉપાય કર્યા તે હિંદુ અને મુસલમાન બધી જાતના ભીખારીઓને લાગુ પડે તેવા છે. કંગાલ મુસલમાન ભીખારીઓ ઉપર કહેલી નિરાશ્રિત તથા ઉદ્યોગશાળાઓમાં આવી શકશે. પણ ફકીર જેવાને તેમાં દાખલ કરાય નહીં ને તેઓ દાખલ થવાને ખુશી પણ હોય નહીં. તેમજ લોકોના દીલને પણ તેમ કરવાથી ખોટું લાગે. આપણા સાધુઓની પેઠે એ લોકો પણ સાધુઓના જેવાજ કામમાં બેશક લાગી શકે. એ રીતે થવાથી મુસલમાન ભીખારીઓનો ઘણો ભાગ ઉપયોગી થઈ પડવાનો. ઉપર કહેલી ઉદ્યોગશાળામાં થોડી ઘણી પણ કેળવણી મળે એવો ઉપાય કરવો અગત્યનો છે. નાની વયના બાળકોને કદાપિ થોડું ઘણું લખતાં વાંચતાં શીખવી ધંધો શીખવાડયો તો તે નિરૂપયોગી નહીં જવાનું. એ રીતે ભીખારીના દરેક વર્ગ--દરેક જાતના ભીખારી-માણસ જાતને આ દુનિઆમાં ઘણા ઉપયોગી થઇ પડે એવું છે. માટે તેમ કરવાને સારૂ દરેક દેશહિતેચ્છુ માણસે પ્રયત્ન કરવો જોઇએ, એ જરૂરનું છે. તેથી તે ગરીબોની હાલત સુધરશે, દેશમાં આળસુ માણસો ઓછા થશે, ઉદ્યોગ, ધંધો ને વેપાર વધશે, ને તેથી દેશ પૈસેટકે સુખી થશે ને પરદેશમાં પણ આબરૂ વધશે. તથાસ્તુ.



# गूजरात वर्नाक्युलर सोसाइटीनां वेचवाना पुस्तकोनी यादी, तथा तेओने वेचवाना नियमो.

— ❦ —

નીચે લખેલાં પુસ્તકોમાંથી પચાસ રૂપિઆનાં અથવા તેથી વધારે કીંમતનાં રોકડી કીમતે સામટાં લેનારને સૈ-કડે વીશ ટકા પ્રમાણે કમિશન તથા બુકપોષ્ટનું ટપાલખર્ચ આપવામાં આવશે. અને ઓછામાં ઓછાં દશથી પચીશ રૂપિઆનાં રોકડેથી સામટાં લેનારને દશાંશ કમિશન તથા બુકપોષ્ટનું ટપાલખર્ચ આપવામાં આવશે. પણ ટપાલમાં મોકલતાં ગેરવલે પડે અથવા કંઈ જોખમ થાય તે મગા-વનારને શીર છે. દરેક પાકીટ પોષ્ટઓફિસમાં પહોંચ્યા-ની પહોંચ દાખલ અરધા આનાની ટીકટ ઉપર પો-ષ્ટઓફિસની છાપ લેવામાં આવેછે. માટે મગાવનારે તે બાબતનો અરધો આનો વધારે મોકલવો. પૂરેપૂરાં નાણાં પ્રથમથી આવ્યા સિવાય પુસ્તકો મોકલવામાં આવશે નહિ. પોષ્ટની ટીકીટો વગેરે અવેજ મોકલનારે અમને પહોંચતા સુધી પોતાને જોખમે મોકલવો. પોષ્ટની ટીકીટો-માંથી રૂપિએ અરધો આનો વટાવનો કાપી લેવામાં આ-વશે. નાટપેડ પત્ર લેવામાં નહિ આવે.

**વેચેલું પુસ્તક પાછું લેવામાં આવશે નહિ.**

મનીઓરડરો, પોસ્ટલ નોટો, અને આ સંબંધી કામ કાજના સઘળા કાગળપત્રો નીચે સહી કરનારના નામથી મોકલવાં.

| | |
|---|---|
| ગૂ. વ. સોસાઇટીની ઓફિસ. અમદાવાદ, તા° ૧ માહે અકટોબર સને ૧૮૮૭. | **કૃપાશંકર દોલતરામ ત્રવાડી.** આસિ. સેક્રેટરી, ગૂ. વ. સોસાઇટી. |

---

| | કીમત. | પોસ્ટેજ. |
|---|---|---|
| ૧. ઉત્સર્ગમાળા. (ગૂજરાતી ભાષાના શબ્દો કેવી રીતે થયા.)... | ૦-૮-૦ | ૦-૧-૬ |
| ૨. અંગઉધારનો ઝઘડો. (કવિતા) | ૦-૦-૪ | ૦-૦-૬ |
| ૩. કથનાવળી એટલે કેહેવતો. (૧૮૦૦ કેહેવતોછે.) | ૦-૪-૦ | ૦-૧-૦ |
| ૪. કવિતાવિલાસ અથવા ફાર્બસ વિલાસ... ... ... ... | ૦-૧૨-૦ | ૦-૧-૬ |
| ૫. કીમિયાગર ચરિત્ર ... ... | ૦-૪-૦ | ૦-૧-૦ |
| ૬. કેફી વસ્તુનું વર્ણન ... ... | ૦-૫-૦ | ૦-૧-૦ |
| ૭. ગરબાવળી ... ... ... | ૦-૧-૦ | ૦-૦-૬ |
| ૮. ગૂજરાતી ભાષાનો ઇતિહાસ | ૦-૫-૦ | ૦-૧-૦ |
| ૯. કેળવણી... ... ... ... | ૧-૦-૦ | ૦-૨-૬ |
| ૧૦. સ્થાનિકસ્વરાજ્ય વિષે નિબંધ. | ૦-૮-૦ | ૦-૧-૬ |

| | | |
|---|---|---|
| ૧૧. સીતાદમયંતીનાં આખ્યાન ... | ૦-૩-૦ | ૦-૧-૦ |
| ૧૨. વેણીસંહાર નાટક ... ... | ૦-૮-૦ | ૦-૧-૬ |
| ૧૩ ગૂજરાતના ભીખારી વિષે નિબંધ | ૦-૫-૦ | ૦-૧-૦ |
| ૧૪. ગૂજરાતનો ઉત્કર્ષ થવાનાં સાધન. | ૦-૮-૦ | ૦-૧-૦ |
| ૧૫. જમણવાર વિષે નિબંધ ... | ૦-૮-૦ | ૦-૧-૬ |
| ૧૬. જાદવાસ્થળી. (કવિતા). ... | ૦-૨-૬ | ૦-૦-૬ |
| ૧૭. તાર્કિકબોધ . ... ... | ૦-૪-૦ | ૦-૧-૦ |
| ૧૮. દેવજ્ઞદર્પણ, એટલે જોષીઓનું સાચ જૂઠ દેખાડી આપનારી આરશી... ... ... | ૦-૫-૦ | ૦-૧-૦ |
| ૧૯. પુનર્વિવાહ પ્રબંધ ... ... | ૦-૫-૦ | ૦-૧-૦ |
| ૨૦. ફાર્બસ વિરહ. (કવિતા)... ... | ૦-૧-૦ | ૦-૦-૬ |
| ૨૧. બાળવિવાહ નિબંધ ... ... | ૦-૪-૦ | ૦-૧-૦ |
| ૨૨. બુદ્ધિપ્રકાશ પુસ્તક ૨જું, ૩જું, ૪ થું, દરેકના ... ... | ૧-૦-૦ | ૦-૧-૬ |
| ૨૩. ,, ,, ૧૧ મું. અને ૧૨ મું દરેકના .. ... ... | ૧-૨-૦ | ૦-૨-૦ |
| ૨૪. ભિક્ષુક વિષે નિબંધ ... ... | ૦-૮-૦ | ૦-૧-૬ |
| ૨૫. ભૂત નિબંધ ... ... | ૦-૬-૦ | ૦-૧-૦ |
| ૨૬. માતપિતાની સ્તુતિ ... ... | ૦-૦-૩ | ૦-૦-૬ |
| ૨૭. મિથ્યાભિમાન નાટક... ... | ૦-૬-૦ | ૦-૧-૬ |
| ૨૮. રાજ્યવિદ્યાભ્યાસ ... ... | ૦-૧-૦ | ૦-૦-૬ |

૨૯. રાણીજીના છંદ (કવિતા) ... ૦-૦-૩ ૦-૦-૬

૩૦. લક્ષ્મીનાટક ... ... ... ૦-૩-૦ ૦-૧-૦

૩૧. વચન વિવેક બાવની (કવિતા) ૦-૦-૬ ૦-૦-૬

૩૨. વિદ્યાબોધ ... . ... ૦-૪-૦ ૦-૧-૦

૩૩. શામળશતશાહી (કવિતા શામળભટની) ... ... ... ... ૦-૩-૦ ૦-૧-૦

૩૪. સંપલક્ષ્મિસંવાદ... . . ... ૦-૧-૬ ૦-૦-૬

૩૫. સ્ત્રીસંભાષણ એટલે ગૂજરાતી બાઇડીઓની વાતચીતનું વર્ણન ૦-૨-૦ ૦-૦-૬

૩૬. સ્ત્રીનીતિધર્મ ... ... ... ૦-૮-૦ ૦-૧-૬

૩૭. હુન્નરખાનની ચઢાઈ ( કવિતા ) ૦-૧-૦ ૦-૦-૬

૩૮. જ્ઞાતિનિબંધ ... ... ... ૦-૫-૦ ૦-૧-૦

૩૯. કચ્છ ગરબાવળી ( કવિ દલપતરામ કૃત ) ... ... ... ૦-૬-૦ ૦-૧-૦

૪૦. ફ્રાન્સદેશ માંહેલી રાજ્યની ઉથલપાથલનો ઇતિહાસ. ... ૦-૧૨-૦ ૦-૨-૦

૪૧. ખેતીવાડીના સુધારા વિષે નિબંધ ... ... ... ... ૦-૧૨-૦ ૦-૨-૦

૪૨. ખેડુત,કારીગરો, અને મજુર વગેરે મહેનતુ લોકોને પૈસા સંગ્રહ કરવાની જરૂર, અને તે રાખવાને સેવિંગબેંકની અગત્ય વિષે નિબંધ ૦-૬-૦ ૦-૧-૦

| | | |
|---|---|---|
| ૪૩. કુળી કુળી ન્યાતો કન્યાની અછતથી નાની થતી જાયછે, તેનાં કારણો તથા સુધારો કરવાના ઉપાય વિષે નિબંધ... ... ... ... | ૦–૭–૦ | ૦–૧–૬ |
| ૪૪. દુકાળ વિષે નિબંધ ... | ૦–૪–૦ | ૦–૧–૬ |
| ૪૫. અકબર ચરિત્ર .. ... | ૦–૮–૦ | ૦–૧–૬ |
| ૪૬. સત્સંગ વિષે નિબંધ ... | ૦–૨–૬ | ૦–૧–૦ |
| ૪૭. પ્રાણીવર્ણન સુંદર વિલાયતી રંગ બેરંગી ચીત્રો સાથે ત્રણે ભાગ એકઠા ... ... .. | ૧–૮–૦ | ૦–૩–૬ |
| ૪૮. " છૂટક દરેક ભાગની ... | ૦–૮–૦ | ૦–૧–૬ |

## बुद्धिप्रकाश.

ઉપલા નામનું મોટાં ૨૪ પૃષ્ટનું માસિક ચોપાનિયું ગુ. વ. સોસાઈટીની તરફથી દરમાસે પ્રગટ થાયછે. એમાં વિદ્યા, હુન્નર સુનીતિ, સંસાર સુધારો, અને બીજા ઉપયોગી અને મનોરંજક ગદ્યપદ્યના વિષયો દાખલ કરવામાં આવેછે. એનું વાર્ષિક મૂલ્ય રૂ૧–૮–૦ તથા ટપાલ ખર્ચના રૂ૦-૩-૦ મળી રૂ૧-૧૧-૦ છે. ગ્રાહક થવા ઇચ્છનારે "બુદ્ધિપ્રકાશના મેનેજર"ના નામથી લવાજમ પોસ્ટેજના પૈસા મોકલી લખવું. લવાજમ પ્રથમથીજ લેવાનો રિવાજછે. દશ અને તેથી વધારે ચોપાનિયાં

સામટાં મંગાવનારને સેંકડે દશ ટકા પ્રમાણે કમિશન તથા ટપાલખર્ચ સોસાઈટી તરફથી આપવામાં આવશે.



## बीजा माणसोए वेचवा मुकेलां पुस्तकोनी यादी.

નીચે લખેલાં પુસ્તકોનું ટપાલખર્ચ કે કમિશન કાંઈ પણ આપવામાં આવશે નહિ. એ સિવાયનાં સોસાઈટીનાં પુસ્તકો વેચવાના બીજા બધા નિયમો પ્રમાણે આ પુસ્તકો વેચવામાં આવેછે.

૧. અર્થશાસ્ત્ર ... ... ... ૧-૦-૦ ૦-૩-૦
૨. આર્યોત્કર્ષ તથા વિક્રમોદય નાટક. ૦-૯-૦ ૦-૧-૦
૩. પારશી પ્રકાશ ભાગ ૧થી ૫ સુધી
દરેક ભાગનો ... ... ... ૧-૦-૦ ૦-૨-૦
૪. પ્રબોધ ચંદ્રોદય નાટક ... ૧-૪-૦ ૦-૨-૦
૫. જ્યોર્જ વાશિંગટન અને વિલિ-
યમ ટેલનાં ચરિત્ર. ... ... ૧-૦-૦ ૦-૨-૦
૬. ઉત્તર રામચરિત્ર નાટક (મ. ન.)૧-૦-૦ ૦-૩-૦
૭. કાન્તા (નાટક) ( " ) ૦-૮-૦ ૦-૧-૬
૮. માલતી માધવ નાટક( " )૧-૬-૦ ૦-૨-૬
૯. પ્રતાપ નાટક. ..( ર. શા. )૧-૯-૦ ૦-૩-૦
૧૦. રાસમાળા ભાગ ૨ જો. ... ૭-૮-૦ ૦-૫-૦

૧૧. દેશીરાજ્ય અને મનુસ્મૃતિ માં-
હેનો રાજનીતિસાર ... ... ૦—૮—૦ ૦—૧—૦

૧૨. કરસનદાસ અને તત્સંબંધમાં
વિચાર ( મ. સૂ. ) ..... ૦—૬—૦ ૦—૧—૦

૧૩. ફાર્બસ જીવનચરિત્ર (") ૦—૧૨—૦ ૦—૧—૬

૧૪. અસ્તોદય નળદમયંતિ (") ૦—૧૨—૦ ૦—૧—૬

૧૫. સુરત ગોકુળજી ઝાલા અને
વેદાન્ત. ( " ) .. ... ૧—૦—૦ ૦—૩—૦

૧૬. બ્રહ્મઆરાધના ... ૦—૪—૦ ૦—૧—૦

૧૭. નળ દમયંતિ નાટક ( ર. ઉ.) ૦—૮—૦ ૦—૧—૬

૧૮. લઘુસિદ્ધાંત કૌમુદી ગૂ. ટીકા
સાથે. ... ...( ,, ) ૫—૦—૦ ૦—૫—૦

૧૯. હરિશ્ચંદ્ર નાટક ...( ,, ) ૦—૧૨—૦ ૦—૧—૬

૨૦. લલીતાદુઃખદર્શક નાટક( ,, ) ૦—૮—૦ ૦—૧—૬

૨૧. મૃદાલસા અને ઋતુધ્વજ ૦—૮—૦ ૦—૧—૬

૨૨. પંચદશી પ્રથમ પ્ર.(સ.સા.) ૦—૧૨—૦ ૦—૨—૦

૨૩. પ્રથમ તથા પાંચમું ( ,, ) ૧—૦—૦ ૦—૨—૦

૨૪. પંચદશી મૂળમાત્ર સંસ્કૃત( ,, ) ૦—૧૦—૦ ૦—૨—૦

૨૫. ઇશાદ્યષ્ટોપનિષદ્ ... ...૪—૦—૦ ૦—૬—૦

૨૬. સુંદરવિલાસ, જ્ઞાનસમુદ્ર,
અને સુંદર કાવ્ય... .. ૨—૪—૦ ૦—૩—૦

૨૭. ,, જાડા કાગળના ( ,, ) ૩—૦—૦ ૦—૪—૬

| | | |
|---|---|---|
| ૨૮. યોગવાશીષ્ટ, બે પ્રકરણ(,, ) | ૦-૧૪—૦ | ૦—૨—૦ |
| ૨ . શ્રીવિચારચંદ્રોદય (,, ) | ૦-૧૨—૦ | ૦—૨—૦ |
| ૩૦. પદાર્થ મંજુષા ... (,, ) | ૪—૦—૦ | ૦—૪—૦ |
| ૩૧. શ્રી અષ્ટાવક્ર ગીતા (,, ) | ૧—૦—૦ | ૦—૨—૬ |
| ૩૨. શ્રી વિચારસાગર તથા વૃતિ-રત્નાવળી ... ...( ,, ) | ૩—૪—૦ | ૦—૪—૬ |
| ૩૩ ,, ઊંચાકાગળ તથા મજબૂત પૂઠાની ... ... ... | ૪—૪—૦ | ૦—૬—૦ |
| ૩૪. શ્રીસટીક બાળબોધવેદાંતી. | ૧—૦—૦ | ૦—૨—૦ |
| ૩૫. આર્યદેશ જનતા હિંદી... | ૦-૧૨—૦ | ૦—૧—૦ |
| ૩૬. મલ્હાર વીરહ શતક ... | ૦—૨—૦ | ૦—૦—૬ |
| ૩૭. દરજીની અરજી (ક.દ.ડા.) | ૦—૧—૦ | ૦—૦—૬ |
| ૩૮. શ્રવણાખ્યાન (હિંદુસ્તાની) | ૧—૦—૦ | ૦—૧—૬ |
| ૩૯. વેનચરિત્ર .. ... ( ,, ) | ૧—૦—૦ | ૦—૧—૬ |
| ૪૦. અશૌચ નિર્ણય . (ર.ગ.) | ૦—૪—૦ | ૦—૧—૦ |
| ૪૧. પ્રાકૃત એકાદશી મહાત્મ્ય. | ૧—૦—૦ | ૦—૨—૦ |
| ૪૨. કાવ્ય સુધા ... ( ,, ) | ૧-૧૨—૦ | ૦—૩—૦ |
| ૪૩. સ્વદેશ હિતદર્શક... ... | ૦—૬—૦ | ૦—૧—૦ |
| ૪૪. ઇંગ્લાંડની મુસાફરી (રા. સા. મહીપતરામકૃત) ... | ૦-૧૨—૦ | ૦—૧—૬ |
| ૪૫. પાર્વતીકુંવર આખ્યાન(,,) | ૦—૪—૦ | ૦—૧—૬ |
| ૪૬. વનરાજ ચાવડો ..( ,, ) | ૧—૮—૦ | ૦—૨—૬ |

| | | |
|---|---|---|
| ૪૭. સાસુ વહુની લડાઈ (,,) | ૧—૦—૦ | ૦—૨—૦ |
| ૪૮. દુરગારામ ચરિત્ર... (,,) | ૦—૮—૦ | ૦—૧—૬ |
| ૪૯. ભવાઇસંગ્રહ પુસ્તક ૧ લું | ૧—૮—૦ | ૦—૩—૦ |
| ૫૦. સધરાજેસંગ ... (,,) | ૧—૪—૦ | ૦—૨—૬ |
| ૫૧. ટુંકી કહાણીઓ ભા. ૧ લો. તથા ૨ જો દરેકના...(,,) | ૦—૮—૦ | ૦—૧—૦ |
| ૫૨. હાજર જવાબી પ્રધાનની વાર્તા ... ... ... | ૦—૮—૦ | ૦—૧—૦ |
| ૫૩. લીલાવતીની કથા પાકા પુંઠાની ... ... ... | ૦—૧૨—૦ | ૦—૧—૬ |
| ૫૪. જાદુકપટ પ્રકાશપુસ્તક ૧ લું | ૨—૮—૦ | ૦—૩—૦ |
| ૫૫. ,, ,, ,, ૨ જું | ૩—૦—૦ | ૦—૩—૦ |
| ૫૬. ,, ,, ,, ૩ જું | ૨—૦—૦ | ૦—૩—૦ |
| ૫૭. અક્ષરમાળા ... ... | ૦—૮—૦ | ૦—૧—૦ |
| ૫૮. ભક્તી ભાસ્કર ગ્રંથ... | ૦—૬—૦ | ૦—૧—૦ |
| ૫૯. માર્કંડેય પુરાણ ... | ૫—૦—૦ | ૦—૬—૦ |
| ૬૦. વિષ્ણુ પુરાણ ... | ૪—૮—૦ | ૦—૫—૦ |
| ૬૧. કાઠિયાવાડ સાર સંગ્રહ... | ૩—૦—૦ | ૦—૬—૦ |
| ૬૨. પેહેલી ચોપડી (વેદધર્મ સભાની) ચિત્રો સાથે .. | ૦—૧—૦ | ૦—૦—૬ |
| ૬૩. નારીધર્મ ... ... ... | ૦—૫—૦ | ૦—૧—૦ |
| ૬૪. વસંતતિલકાખ્યાન ... | ૧—૦—૦ | ૦—૧—૬ |

| | | |
|---|---|---|
| ૬૫. ઉદીચ્ય પ્રકાશ .. | ...૧—૦—૦ | ૦—૨—૬ |
| ૬૬. ચાવડા ચરિત્ર ... | ...૦—૬—૦ | ૦—૧—૦ |
| ૬૭. ભોળાભીમની વાર્તા ... | ૦—૩—૦ | ૦—૦—૬ |
| ૬૮. આર્યદુઃખ દર્શક ... | ૦—૪—૦ | ૦—૦—૬ |
| ૬૯. પ્રિયા-પ્રેમદર્શક ... | ૦—૮—૦ | ૦—૧—૦ |
| ૭૦. પૃથિરાજ ચહુઆણ ... | ૧—૦—૦ | ૦—૧—૬ |
| ૭૧. બુદ્ધિ અને રૂઢીની કથા. | ૦—૧—૬ | ૦—૦—૬ |
| ૭૨. કોયડા સંગ્રહ ... | ૦—૬—૦ | ૦—૧—૦ |
| ૭૩. સંયોગ જન્યરોગ ... | ૧—૪—૦ | ૦—૨—૬ |
| ૭૪ રજા, આફિર્ટંગ અલાવન્સ ને પેન્સનના ધારા ... | ૦—૫—૦ | ૦—૧—૦ |
| ૭૫. મનુસ્મૃતિ. (સં. ગૂજરાતી) | ૪—૦—૦ | ૦—૪—૬ |
| ૭૬. યોગતત્વ ... ... | ૦—૧—૬ | ૦—૦—૬ |
| ૭૭. પુસ્તકમાળાનો સંગ્રહ ભાગ ૧ લો ... ... | ૦—૪—૦ | ૦—૧—૦ |
| ૭૮. ,, ,, ,, ૨ જો | ૦—૨—૬ | ૦—૧—૦ |
| ૭૯. સુબોધ ચિંતામણી .. | ૦—૧૫—૦ | ૦—૧—૬ |
| ૮૦. ગૂ. ભાષાનું વ્યાકરણ, (ભા. ઉ. અને ઉ. ૬.) ... | ૧—૪—૦ | ૦—૨—૦ |
| ૮૧. સ્ત્રીના નીતિધર્મ .. | ૦—૫—૦ | ૦—૧—૦ |
| ૮૨. સિકંદરનામું ... | ૧—૪—૦ | ૦—૨—૦ |
| ૮૩. ફુઆરે રત્નાકર ... | ૧-૧૪—૦ | ૦—૩—૦ |

| | | |
|---|---|---|
| ૮૪. માંગલિક ગીતાવળી. | ૦—૬—૦ | ૦—૨—૦ |
| ૮૫. સ્ત્રીધર્મ નીતિ(રમાબાઈકૃત) | ૧—૪—૦ | ૦—૨—૬ |
| ૮૬. બાળરોગ ચિકિત્સા .. | ૧—૦—૦ | ૦—૪—૦ |
| ૮૭. નસીબ ડહાપણુનીસરસાઈ. | ૦—૮—૦ | ૦—૧—૦ |
| ૮૮. માબાપ તેવાં છોકરાં... | ૦-૧૨—૦ | ૦—૧—૬ |
| ૮૯. મુલતવી રાખવાનાં માઠાંફળ | ૦-૧૦—૦ | ૦—૧—૬ |
| ૯૦. ગુલીવરની મુસાફરી બા. ૨ જો .. ... | ૦—૮—૦ | ૦—૧—૦ |
| ૯૧. દ્રષ્ટાંતચિંતામણી ... | ૦-૧૦—૦ | ૦—૧—૬ |
| ૯૨. સુખ દુઃખ વિષે નિબંધ | ૦—૫—૦ | ૦—૧—૦ |
| ૯૩. કૌતકમાળા અને બોધવચન. | ૧-૧૨—૦ | ૦—૩—૬ |
| ૯૪. ,, ગીલ્ટના પુંઠાની. | ૨—૦—૦ | ૦—૩—૬ |
| ૯૫. શારીર અને વૈદ્યકશાસ્ત્ર (ત્રી. મો.) ... ... | ૧૦-૦—૦ | ૦-૧૩—૦ |
| ૯૬. વૈદ્યકવિલાસ ... ... | ૯—૦—૦ | ૦—૮—૦ |
| ૯૭. ગૂજરાત રાજસ્થાન ... | ૮—૦—૦ | ૦—૬—૦ |
| ૯૮. મોટું કાવ્યદોહન ... | ૧—૪—૦ | ૦—૩—૦ |
| ૯૯. વૈષ્ણવ ગુરૂ-ધર્મ-કર્મ | ૦—૬—૦ | ૦—૧—૦ |
| ૧૦૦. કચ્છ મહોદય ... | ૦—૪—૦ | ૦—૧—૦ |
| ૧૦૧. રણયજ્ઞ ... ... | ૦—૫—૦ | ૦—૧—૦ |
| ૧૦૨. ચંદ્રહાસનું આખ્યાન | ૦—૫—૦ | ૦—૧—૦ |
| ૧૦૩. આરોગ્યતાનાં મૂળતત્વો: (ની. ડા.) ... ... | ૦—૩—૦ | ૦—૦—૬ |

| | | |
|---|---|---|
| ૧૦૪. બાળકેળવણી રીતિ પ્રથમ દર્શન .. ... ... | ૦-૧૧—૦ | ૦—૧—૬ |
| ૧૦૫. કરજ કરી વરો કરનાર તથા કરાવનારેનું વર્ણન. (કવિતામાં.) ... ... | ૦—૧—૦ | ૦—૦—૬ |
| ૧૦૬. વીરાધીરાની દેશ કલ્યાણી વાર્તા ... ... | ૧—૦—૦ | ૦—૨—૦ |
| ૧૦૭. નારીપ્રતિષ્ઠા ... ... | ૦—૮—૦ | ૦—૧—૦ |
| ૧૦૮. શ્રીમદ્‌ભગવદ્‌ગીતા તથા ઇશ, કેન, મુણ્ડક, અને ઐતરેયોપનિષદ્ ... | ૫—૦—૦ | ૦—૫—૦ |
| ૧૦૯. સ્વાધ્યાય ... ... | ૧—૦—૦ | ૦—૧—૬ |
| ૧૧૦. ગૂજરાતની ખેતીવાડીની હાલની સ્થિતિ ... | ૦-૧૨—૦ | ૦—૧—૬ |
| ૧૧૧. દલપત સતશહી ... | ૦—૭—૦ | ૦—૧—૦ |
| ૧૧૨. માને શીખામણ ... | ૦-૧૦—૦ | ૦—૧—૦ |
| ૧૧૩. રાણી રૂપસુંદરી ... | ૦—૫—૬ | ૦—૧—૦ |
| ૧૧૪. પ્રતિવ્રતા સ્ત્રી (ગુણસુંદરી) | ૦—૬—૦ | ૦—૧—૦ |
| ૧૧૫. કચ્છી શબ્દાવળી ... | ૦—૬—૦ | ૦—૧—૦ |
| ૧૧૬. કૃષિ વિવેચન ... | ૦—૬—૦ | ૦—૧—૦ |
| ૧૧૭. મનોવિકાર તથા આશા-નિરાશા વિષે નિબંધ. | ૦—૮—૦ | ૦—૧—૬ |

| | | |
|---|---|---|
| ૧૧૮. બાળચિત્રપોથી (ચિત્રો સાથે)... | ૦-૧-૩ | ૦-૦-૬ |
| ૧૧૯. વૃંદસતશાઈ ... ... ... | ૦-૮-૦ | ૦-૧-૦ |
| ૧૨૦. સંયોગતાહરણ ... ... ... | ૦-૧૨-૦ | ૦-૧-૬ |
| ૧૨૧. પીટર ધી ગ્રેટનું ચરિત્ર ... | ૦-૧૪-૦ | ૦-૧-૬ |
| ૧૨૨. મુસલમાનની વારસા પ્રકરણ | ૧-૦-૦ | ૦-૨-૬ |
| ૧૨૩. સંગીત નાટક સંગ્રહ ... ... | ૦-૮-૦ | ૦-૨-૦ |
| ૧૨૪. ગોપીચંદન નાટક .. ... | ૦-૮-૦ | ૦-૧-૬ |
| ૧૨૫. મૃચ્છકટિક નાટક સાર .. ... | ૦-૮-૦ | ૦-૧-૬ |
| ૧૨૬. વીરસિંહ ચંદ્રિકા નાટક ... | ૦-૬-૦ | ૦-૧-૬ |
| ૧૨૭. કામસેનને રસિકા નાટક ... | ૦-૮-૦ | ૦-૧-૬ |
| ૧૨૮. રસચંદ્ર અને રતીપ્રીયા નાટક | ૦-૮-૦ | ૦-૧-૬ |
| ૧૨૯. ચંદ્રસેન અને ચંદ્રપ્રભા ... | ૦-૮-૦ | ૦-૧-૬ |
| ૧૩૦. છેલસોવાણીતથાવિક્રમચરિત્રનાટક | ૦-૬-૦ | ૦-૧-૬ |
| ૧૩૧. ચંદનમલીયાગરી નાટક ... | ૦-૪-૦ | ૦-૧-૦ |
| ૧૩૨. અજામે સખાવત ... ... | ૦-૫-૦ | ૦-૧-૦ |
| ૧૩૩. સત્યનારાયણની કથા... ... | ૦-૪-૦ | ૦-૧-૦ |
| ૧૩૪. નાટકના તરેહવાર ખંજારા ... | ૦-૦-૯ | ૦-૦-૬ |
| ૧૩૫. સંગિત મૃદાલસા .. ... | ૦-૧-૦ | ૦-૦-૬ |
| ૧૩૬. સુંદર ગીતાવળી... ... ... | ૦-૨-૦ | ૦-૦-૬ |
| ૧૩૭. સુરમોહન શૃંગાર મોહન ... | ૦-૨-૦ | ૦-૦-૬ |
| ૧૩૮. શકુંતલા આખ્યાન ... ... | ૦-૪-૦ | ૦-૧-૦ |
| ૧૩૯. [illegible] દીલફોશા .. ... | ૦-૩-૦ | ૦-૦-૬ |

| | | |
|---|---|---|
| ૧૪૦. સોબતેઅસર (મોહનકુ:બ્દર્શક) | ૦-૩-૦ | ૦-૦-૬ |
| ૧૪૧. નકશે સુલેમાની ... ... | ૦-૩-૦ | ૦-૦-૬ |
| ૧૪૨. ગુલશને બહાર .. ... ... | ૦-૩-૦ | ૦-૦-૬ |
| ૧૪૩. કામસેન અને રસિકાનાં ગાયનો | ૦-૧-૦ | ૦-૦-૬ |
| ૧૪૪. વીરસિંહ ચંદ્રિકાના ઓપેરા... | ૦-૧-૦ | ૦-૦-૬ |
| ૧૪૫. રીપનપર્વ . ... .. . | ૦-૧-૦ | ૦-૦-૬ |
| ૧૪૬. કરશનદાસ મુળજી ચરિત્ર.. | ૦-૮-૦ | ૦-૧-૦ |
| ૧૪૭. અંકગણિતનાં કારણ | ૦-૬-૦ | ૦-૨-૦ |
| ૧૪૮. બ્રહત્ કાવ્યદોહન .. | ...૩-૦-૦ | ૦-૬-૦ |
| ૧૪૯. વિવેક ચુડામણી . . | ૦-૮-૦ | ૦-૧-૦ |
| ૧૫૦. કવેન્ટીનડરવાર્ડ ભા. ૧ ... થી ૩ દરેકના .. | ...૧-૨-૦ | ૦-૨-૦ |
| ૧૫૧. ,, ,, પાકા પુ. .. ઠાના દરેકના... ... | ..૧-૬-૦ | ૦-૩-૦ |
| ૧૫૨. શ્રી કૃષ્ણજન્મખંડ | ...૪-૦-૦ | ૦-૮-૦ |
| ૧૫૩. કચ્છી કહેવતો . . | ...૦-૧-૩ | ૦-૦-૬ |
| ૧૫૪. દુનીયાં દર્પણ .. . | .૦-૦-૦ | ૦-૧-૦ |
| ૧૫૫. ફારસી અંગ્રેજી કહેવતો | ...૦-૯-૬ | ૦-૦-૬ |
| ૧૫૬. કાદમ્બરી ... ... | ...૨-૦-૦ | ૦-૪-૦ |
| ૧૫૭. ગૂ. શબ્દાર્થકોષ ... | ...૦-૧૨-૦ | ૦-૧-૬ |
| ૧૫૮. સાંખ્યદિવાકર ... | ..૧-૦-૦ | ૦-૨-૦ |
| ૧૫૯. વૈદજીવન ... ... | ...૧-૦-૦ | ૦-૨-૦ |

૧૬૦. પાણીપત ... ... ...૦—૪—૦ ૦—૦—૬
૧૬૧. હુસાહસ ભા. ૧ લો ...૦—૬—૬ ૦—૧—૦
૧૬૨. દુઃખમાં દીલાસો અને ...
વિપતીમાં ધીરજ ... ...૦—૮—૦ ૦—૧—૦
૧૬૩. લક્ષ્મણાહરણ અને દાણલીલા૦—૬—૦ ૦—૧—૦
૧૬૪. સપ્તમસ્કંધ ... ... ...૦—૬—૦ ૦—૧—૦
૧૬૫. હારમાળા ... ... ...૦—૬—૦ ૦—૧—૦
૧૬૬. નૃસિંહમહેતાનાં પદ... ...૦—૬—૦ ૦—૧—૦
૧૬૭. સુરતસંગ્રામ ... ... ...૦—૬—૦ ૦—૧—૦
૧૬૮. વામનકથા તથા નરસિંહ મે-
હેતાની હુંડી ... ... ...૦—૬—૦ ૦—૧—૦
૧૬૯. ધીરાભક્તની કવિતા... ...૦—૬—૦ ૦—૧—૦
૧૭૦. દયારામ કૃત કવિતા... ...૦—૬—૦ ૦—૧—૦
૧૭૧. રજપુતાણા ... ... .. ૨—૮—૦ ૦—૪—૦
૧૭૨. મેવાડની જાહોજલાલી ...૨—૦—૦ ૦—૪—૦
૧૭૩. અંગ્રેજી ગૂજરાતી ડીક્ષનેરી...૩—૦—૦ ૦—૫—૦
૧૭૪. સ્ત્રીધર્મનીતિ દર્શક ... ...૦—૪—૦ ૦—૧—૦
૧૭૫. સાર્વજનિક આરોગ્ય... ...૦—૮—૦ ૦—૧—૦
૧૭૬. સિદ્ધાંતપ્રકાશ (જ્યોતિષનોગ્રંથ) ૩—૦—૦ ૦—૩—૦
૧૭૭. દેશીનામાનો ભોમીઓ ...૦-૧૨—૦ ૦—૧—૬
૧૭૮. દેશીનામું ... .. ...૦-૧૦—૦ ૦—૧—૦

